# અપોઇ





એક જરથોસ્તી બાનુ

# અપોઇ



લખનાર

એક જરથોશ્તી બાનુ.



મુંબઇ:

[illegible] પ્રીન્ટીંગ પ્રેસ, મનોરદાસ સ્ટ્રીટ, કોટ.

૧૯૦૬.

મારા માનવંત મરહુમ પિતાજી

તથા

એક વાહાલા મરહુમ ભાઇ

જેઓ અષોઇ માટે તલબગાર હતા

તેમની

**પવિત્ર યાદમાં**

આ નાનું પુસ્તક

જેઓ

મનુષ્યજાતના ભલાં માટે બીનસ્વાર્થે મંડેલાં છે

તેઓને

પુર્ણ ભક્તિભાવ અને હેસાનમંદ જીગરે

અર્પણ કરૂં છું.

# પ્રસ્તાવના.



મિનોઇ વૃદ્ધી કરનારાં, ઉંચા સદ્‌ગુણો ખીલવનારાં ઉંચ નીતિસુચક પુસ્તકોના ઉપયોગથી થતા ફાયદાનો કાંઇક જાતી અનુભવ થવાથી, મારાં હમદીનોમાં પણ તેનો ફેલાવો થાય એવી ખાહેશ મારામાં પજરતી હતી, તેવામાં **"અવસ્તાનાં ગોહરો"** નામની એક અતી નાની પોથી મારા ઉપયોગમાં આવી, જેમાંના પવિત્ર ફકરાઓ ઉપર મનન કરતાં આ કેતાબ લખવાની મને ઉલટ થઇ; પણ દલગીર છું કે મારી ઉલટને અનુસરતી જાજી કેળવણી મલેલી નહીં હોવાથી ભાષાની સરળતા, મધુરતા અને વાકયોની શુદ્ધ ગોઠવણ સાચવવાને હું નિષ્કળ નીવડી હોઉં તો મને મલેલી કામ ચલાઉ કેળવણી તરફ ખ્યાલ પોહોંચાડી વાંચનારે ક્ષમા કરવી.

આ ચોપડી લખવાની મારી ખાસ નેમ એ છે કે, એમાં આપેલી બીજી પવિત્ર કેતાબોનો જરથોસ્તી કોમમાં ફેલાવો થાય, કે જેથી ફુરસદનો વખત દીલ ઉશકેરનારી વાતો વાંચવામાં યા અયાસીપણામાં યા ફોકટના ટાહેલાંમાં બરબાદ થાય નહીં; અને કુમળાં મગજના બાળકો ઉપર ઉંચી નીતિ ભર્યાં શિક્ષણે ઠસે તો ઘણીક ખરાબીઓનું મૂળ નાશ પામે.

આ ક્ષણભંગુર દુનિયાંની નાપાયદાર મોજ મજાહમાં આખો જનમારો ગુમાવી દેવા કરતાં ખુદાશનાસીના સત્ય જ્ઞાનનો અભ્યાસ કરવામાં ફુરસદનો વખત ગાળવાની આપણી કોમનાં બાનું અને અહસ્થો ટેવ પાડે તો ખચીત આગળી સુખી અને સંતોષી હાલત અને

પવિત્ર કીર્તિ આપણો ટોળો પાછી મેળવી શકે; અને હાલના પારસી સંસારમાં જે નાશવંત સડાઓ પેવસ થઇ છુપી અને જાહેર ખરાબીઓ નીપજાવી રહ્યા છે, તે નાબુદ થાય.

ખુદાશનાસીનું જ્ઞાન જેમ એક શ્રીમતને સાલેસાઇ, નમ્રતા અને ખરી પરમાર્થી જીંદગી ગુજારવાને શીખવે છે, અને પોતાને મળેલી સુખી હાલતનો ભલો ઉપયોગ કરવાનું શીખવી આ અસાર સંસારની ઠગારી મોહેનીના ફાંદામાંથી સદા બચાવેલો રાખે છે, તેમજ એ જ્ઞાન-અમૃત એક ગરીબમાં ગરીબને પણ ભરપુર સંતોષ અને અજબ લેહેજત સાથ મિનોઇ શક્તિઓમાં મહા બળવાન કરી કોઇનીબી મોહોતાજમંદી વગરની આજાદ જીંદગી ગુજારતાં શીખવી આ જન્મ સફળ કરવાને સામર્થવાન કરી દુઃખનો સાગર તરાવી દે છે.

જે ઉંચી બાબદ ઉપર આ લઘુ નિબંધ રચ્યો છે તે ઉંચી બાબદની હાલમાં હું માત્ર એક અદના ઉમેદવાર અને ફક્ત થોડાજ વખતની અભ્યાસી હોવાથી, અષોઇની ઉંચી ફીલસુફી અને ઉંચા કાનુનો સમાવી શકી નથી, તે માટે પણ વાંચનારે ક્ષમા કરવી.

વળી આજ વર્ષો થયાં થિયોસોફીકલ સોસાયટી નામની એક ભલી મંડળી પવિત્રાઇ ભરી જાતી મેહેનતે અનુભવથી દરેક ધર્મ ઉપર રોશની પાંથરવા પામી છે, તે મંડળીનાં પરમાર્થી સ્ત્રી પુરૂષોએ પોતાના જાતી અનુભવે જે જે જ્ઞાન બાહેર પાડ્યું છે, તેમાંથી જે ટુંક જ્ઞાન મને તે પાક ખુદાની મેહેરબાની-થી મળ્યું છે, તેનો પણ લાભ જરથોસ્તી ફીરકાને આપવાને આં

નાનું પુસ્તક રચ્યું છે. એ નાના પુસ્તકમાં મારી અદના શક્તિ મુજબ જે જે બાબદોનો સમાવેશ કીધો છે, તે મારાં પ્રિય બેહેનો તથા બંધુઓને અષોઈ ખીલવવાના સાધન તરીકે ઉપયોગી થઇ પડે, એવી આરજુ રાખું છું.

આ નાનાં પુસ્તકમાં નીચલી કેતાબોના કીધેલા અભ્યાસનો ટુંક સાર અનુકુલ જગ્યાએ આપવામાં આવ્યો છે. "વિચાર શક્તિ: તેનો કાબુ અને કેળવણી," "મરણ પછી માણસની હાલત," "ગેબી મદદગારો," (**ચેરાગ**ના ૧૯૦૫ ના જાનેવારી અને ફેબ્રુઆરીનાં અંકો), અને "અવસ્તાના ગોહરો."

ભુવનોને લગતી વિગતો "મરણ પછી માણસની હાલત" ઉપરથી ટુંક સારમાં આપી છે. એ વિગતોનો મને જાતી અનુભવ નહીં હોવા છતાં, એ બાબદની પુરેપુરી સચ્ચાઈ મારૂં અંતઃકરણ સ્વિકારતું હોવાથી, આ ચોપડીમાં આપવાને ઘટીત વિચાર્યું છે.

વાંચણના અભ્યાસ ઉપરાંત નેક જ્ઞાનીઓની નશિહત ભરી જ્ઞાની વાતચીતથી જે મારા શિખવામાં આવ્યું છે તે અને મારી અલ્પ કોશીશમાં જે અનુભવેલું છે તે સઘળાંનો ટુંક સાર પ્રસંગોપાત સમાવ્યો છે.

મને જે જે કેતાબોથી જ્ઞાન–અમૃત મળ્યું છે, તેના ભલા પ્રસિદ્ધ કર્તાઓને તથા જરથોસ્તી ધર્મની બુલંદ ફીલસુફીને જ્ઞાનની ચાવીથી ખુલ્લી કરી સમજાવનારા પ્રિય **ચેરાગ** ચોપાન્યાંના નેક-બખ્ત માલેક શેઠ નશરવાનજી ફરામજી બીલીમોરીયાને ધન્યવાદ

પ્રસ્થી હેસાંન માનું છું; અને ઇચ્છું છું કે એવાં પવિત્ર મિનોઇ જ્ઞાનનો પ્રકાશ ચોમેર ફેલાઓ !

આ નાનુ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મારા એક સખી મિત્ર, જેઓ પણ ભલી થિઓસોફીકલ સોસાયટીના એક ચુસ્ત મેમ્બર છે, તેઓએ મદદ કરવાથી આ તકે તેમનુ હું અંતઃકરણ પુર્વક એહેશાન માનું છું.

આ પુસ્તકમાં અલબત કેટલીક ભૂલો રહેલી હશે તે, ઉમેદ છે કે, મારી અલ્પ વય [૨૧] તરફ નીગાહ કરી સુજ્ઞ વાંચનાર સુધારશે.

**એક જરથોસ્તી બાનુ.**

**અજમેર,** રોજ ૧૧ મો માહ ૧૦ મો સને ૧૨૭૫ ય. જ.



# અષોઇ.

## પ્રકરણ ૧ લું.

### હુમત—ભલો વિચાર.

આપણા પવિત્ર મજ્દયસ્નની ધર્મનો મૂળ પાયો સંપુર્ણ **અષોઇ** છે, તેમજ રાહબર જરથુસ્ત્રનું ખાસ ફરમાન દરેક જરથોસ્તીએ **અષોઇ** જાલવવાનુ છે. સંપુર્ણ અષોઇ જાલવવાની યાદમાં જરથોસ્તી મહજબમાં દાખલ થતાંજ શુદ્ધ સુફેદ સુદરેહનું પેહેરણ પેહરાવવામાં આવે છે. સત રાહબર જરથુસ્ત્રનું એ ખાસ ફરમાંન—સંપુર્ણ અષોઇની જાલવણી—બજા લાવવાને માટે "અષોઇ" શાને કહેવી તે પુરેપુરૂં સમજવું જોઇયે. સંપુર્ણ અષોઇ કાંઇ ફકત તનને સાફ રાખી સારૂ વસ્ત્ર પહેરવામાંજ, અને એકાદ બે સારી આબદ અખત્યાર કરવામાંજ, આવી જતી નથી; સંપુર્ણ અષોઇ ધરાવવા માટે ખુદાશનાસીનાં ઉંડાં જ્ઞાનથી સઘલા ભલા સદ્દગુણો પુરેપુરા ખીલવવા જોઇયે, અને તે માટે સઘલા દુર્ગુણોને પુરેપુરા નાબુદ કરવા જોઇયે; તથા પોતાના સઘલા વિચારો, સઘલાં વચનો, અને સઘલાં કામોનો દરરોજ

નિત્ય ખ્યાલ રાખી બારીક તપાસ ચાલુ રાખવી જોઇયે, કે જેથી આપણે બુરા વિચારો, બુરાં વચનો, અને બુરાં કામોથી દુર રહી શકીયે. હુમત, હુખ્ત, હ્વર્સ્ત [ભલો વિચાર, ભલુ વચન અને ભલુ કામ] એ આપણા પવિત્ર જરથોસ્તી મહજબના ત્રણ બુલંદ સ્થંભો છે; એ ત્રણ સ્થંભો ઉપરજ આપણા સદ્દગુણોનો તમામ આધાર લટકેલો છે. તેમજ વિચાર, વચન અને કામો ઉપર કુલ મનુષ્ય જાતીમાં દરએક ઇનસાનની જીંદગીની હાલત મુકરર થયલી છે. "જેવું કરશું તેવુંજ પામશું"—એ કહેવત સઘળે જાણીતીજ છે; તોપણ તે ઉપર ચેતીને ચાલવાની દાનેશમંદી અને સામર્થ્ય ઘણુંજ થોડાં માણસોમાં છે.

"જેવું કરશું" એ શબ્દો કાંઇ ફકત તનથી કરેલાં કામનેજ માટે વપરાયા નથી, એ અવશ્ય યાદ રાખવું જોઇયે. તનથી કીધેલીજ કરણીનો બદલો મલે છે, અને મનથી વિચારેલાં અને જુબાનથી બોલાયલાં કામનો બદલો કાંઇ નથી હોતો, એમ માનવું ઘણુંજ નુકસાનકારક છે. તનથી કીધેલાં કામના કરતાં જુબાનના વચનોનું પરીણામ વધારે મજબુત છે, અને તનથી થયલાં અને જુબાનથી બોલાયલાં એ બેઉ કામો કરતાં ઘણુજ વધારે મજબુત પરીણામ વિચારોનું છે. વિચારોના પરીણામથી બોલવું અને કરવું થાય છે. તેથી હુમત, હુખ્ત, અને હ્વર્સ્ત એ ત્રણોની જાળવણી માટે વિચારોને શુદ્ધ કરવાની પેહેલી અગત્ય છે. "દુવા વિસ્પ હુમત" ના કલામમાં લખેલું છે કે—

**વીસ્પ હુમત, વીસ્પ હુખ્ત, વિસ્પ હુવર્શ્ત વહિશતેમ અંઘહુઇમ અશએત; વીસ્પ દુશમત, વીસ્પ દુઝુખ્ત, વીસ્પ દુઝ્વર્શ્ત, અચિસ્તેમ અંઘહુઇમ અશએત.**

"તમામ ભલા વિચારો, તમામ ભલાં વચનો, અને તમામ ભલાં કામો, બેહેશ્તમાં લઇ જાય છે. તમામ બુરા વિચારો, તમામ બુરાં વચનો, અને તમામ બુરાં કામો, દોજખમાં લઇ જાય છે."

ઉપલા કલામો ભણીએ અથવા જાણીએ તે છતાં તે પ્રમાણે જો અમલ નહી કરીએ તો તે આપણે પોતાનેજ ઠગવા બરોબર છે. અવસ્તાના કલામો ફકત બબડી જવા માટે નથી. એવી રીતનું બબડવું એ કાંઇ ખરી બંદગી નથી. જે જે ભણીયે છીયે તે, તથા બીજાં તમામ ધાર્મીક ફરમાનો બરોબર સમજીને તે પ્રમાણે વર્તવાની ખાસ અગત્ય છે. ફરમાંનો મુજબ આચાર વિચારને શુદ્ધ કરીને કીધેલી બંદગી ખરી બંદગી છે. ખુદાશનાસીના અભ્યાસીઓએ તથા વૃદ્ધિ પામેલાં નર-નારીઓએ વિચારોને માટે ઘણું શિક્ષણ અને સાવચેતીઓ બતાવી છે, તેથી વાકેફ થવાની જરથોસ્તીઓને અતિયંત જરૂર છે.

સત જરથુસ્ત્ર સાહેબે હુમતની જાલવણીના ફરમાંનમાં ઘણુંજ કિમતી રહસ્ય છુપાવેલું છે, તે જાણવાને માટે વિચારોથી થતા ફાયદા કે ગેરફાયદાઓનું જ્ઞાન લેવું ઘણુજ અગત્યનું છે.

જેવી વિચાર કરવામાં આવે તે વિચાર પોતાને અનુસરતી અસરો ઉપજાવી શકે છે. અસરો ઉપજે છે, પછી ફેલાય છે; ફેલાઇને તે આપણી ઉપર તથા આપણી આસપાસનાઓ ઉપર પોતાનુ જોર ફેકે છે. એક વિચાર પોતાની સાથ લાગવગ રાખનારા બીજા વિચારો પોતાની સાથ ઘસડી લાવી વિચારનારને તેવાજ વિચારોમાં ગરક કરી દેછે. તેથી જે જે ખરાબ વિચારો યા નકામાં વિચારો ઉપજ્યા કરતા હોય તેને એકદમ

દુર કરી દેવાની જરૂર છે. જો કે કોશીશથી તેઓ દાબી શકાતા નથી, કારણ કે તેઓને અનુસરતો જોશ ફરી મલતાંજ તેઓ પાછા પ્રગટી નીકલી ઉલટા બેવડા જોશથી ગલબો કરે છે. એટલા માટે કોઇબી ખરાબ વિચારોને દાબી દેવાની કોશીશ કરતી વેળા જે કિસમનો ખરાબ વિચાર નાબુદ કરવો હોય તેની સાંમેનો સારો વિચાર કરવા મંડી જવું, જેથી ખરાબ વિચાર આવતો અટકી જશે; કારણ કે કોઇબી ઇનશાંન એકજી વખતે બે તરેહના વિચારો કરી શકેજ નહીં, તેથી સારા વિચાર ઉપર મંડી જવાથી ખરાબ વિચારો આવતા અટકી જશે. વળી જયાં સુધી સંપુર્ણતા યાને સંપુર્ણ અષોઇની ટોંચે પોંહોચાય ત્યાં સુધી કોઇથીબી વિચાર વગર ખાલી રહેવાતું નથી; બીજા સારા વિચાર ઉપર મંડયા વગર જો કોઇએક વિચારને દાબી દેવાની કોશીશ કરવામાં આવે છે તો તે વિચાર સ્વભાવીક રીતેજ પ્રત્યાઘાત ઉપજાવે છે. એવી રીતે જબરજસ્તીએ તુરતા તુરત દાબી દીધેલા વિચારો બીજી તક મલતાંજ બેવડા જોશથી ગલબો કરે છે. જેમકે કોઇ ચીરડાઉને ચોક્કસ કારણ સર કોઇ વેળા પોતાની ચીડ યા ગુસ્સો દબાવવો પડે છે; પણ થોડા વખત પછી હર કોઇ સાથે છીંટાં શોધી દબાઇ રહેલો ગુસ્સો તે બહાર કાહાડી નાંખે છે ત્યારેજ તેને કાંઇક ચેન પડે છે. આવી રીતે જબરજસ્તીથી વિચારોને દાબી દેવાથી ફાયદા બદલ ઓર નુકશાંન થાય છે. વિચારોને દાબવાની કોશીશમાં મનમાં ગભરાટ અને મગજ ઉપર ઉશકેરાટ વધારે થાય છે. માટે તે વિચારને બીજા વિચારમાં ફેરવી નાંખવાની તદબીર વાપડવાથી ફાયદા ભરેલું અને

અસરકારક પરીણામ આવે છે; અને નાશીપાસી કે નીષ્ફળતા મલતી નથી. આ રૂઢીથી આપણે આપણા વિચારોમાં ઘણી શાંતી સાથે સુધારો કરી શકીએ.

ખરાબ વિચારો કરવા યા તેને વગર તરતીએ દાબી દેવા તે તેના કર્ત્તાનેજ નુકશાનકારક છે, એટલુંજ નહીં પણ આસપાસના દરેક જણને તેથી ભયભીત નુકશાન પોંહેંચે છે. જેમકે કોઇ માણસે કોઇ બીજાં માટે ધિક્કારનો વિચાર કીધો, યા વગર તરતીએ એવા ઉપજેલા વિચારને દાબી દીધો, તો તે બીજાં આસપાસનાઓમાંથી જેઓ તેવી ધ્વનીઓને પ્રતિઉત્તર આપી શકનારાં હોય તેઓને પેલો કીધેલો વિચાર યા દબાવેલો વિચાર બેવડા જોશથી જઇ મલશે, જેના પરીણામમાં જે પણ ધિક્કાર કોઇ ઉપર યા તેજ શખ્શ ઉપર કરશે તે વળી ત્યાંથી વધુ જોર પામી બીજા તેવી ધ્વની ઝીલવાવાળાં માણસ ઉપર જઇ અથડશે. આ માફક કોઇપણ કીધેલો અને દબાવેલો વિચાર વધુ અને વધુ જોશ સાથે આગલ વધતો જાય છે. એજ માફક દરેક બાબદનો દરેક વિચાર. જેવો કે ભય, ગુસ્સો, ફીકર, અને રંજ વિગેરે પોત પોતાની ખાસીઅતના બેવડા જોશથી એકમેક ઉપર ફેંકાતો જાય છે, અને ત્યાંથી પાછો સઘલાં જોર સમેત તેના પેહલા કર્તા ઉપર અને વગર તરતીએ દબાવનાર ઉપર પાછો ગલબો કરે છે, યાને પ્રત્યાઘાત નીપજાવે છે. એજ પ્રમાણે ભલા વિચારો કરનાર પોતામાં તેમજ આસપાસના સર્વેમાં ભલી ધ્વનીઓનો વિસ્તાર ફેલાવવાને શકતીવાન થાય છે. આ માફક વિચારોની જોશભર ફેકાંતી એકમેક ઉપરની અસરોને લીધે બુરી અસરોથી બચવા

માટેજ "હુમત" યા ભલા વિચારથી એક ભલો મજબુત રક્ષણ કર્તા ફરેસ્તો રચવાનું ભેદી મર્મ ભરેલુ મંત્રીક ફરમાન આપણા પાક રાહબરે આપણે માટે આશકારા કીધું છે. એટલા માટે એ ભેદી મર્મથી દરેક જરથોસ્તીએ વાકેફ થઇ એ ફરમાન બજા લાવવું ઘણુંજ અગત્યનું છે. એ અગત્ય ફકત મોહોડેથીજ સ્વીકારીને નહી, પણ ખરાં જીગરથી સ્વીકારીને, યાને તે પ્રમાણે સારા વિચારો ધરાવનારા થવાને માટે વિચારો ઉપર કાબુ મેલવીને, વિચારોને કેલવીને, યાને નઠારા અને નકામાં વિચારો નાબુદ કરીને, સારા અને મજબુત ફાયદેમંદ વિચારો ગ્રહણ કરવા, એ દર એક જરથોસ્તીની મોટી ફરજ છે. પલે પલ અથવા ઘડી ઘડી વિચારો ફેરબદલ થયા કરે યાને કાંઇબી પ્રમાણ વગર ઉપરા સાપરી વિચારો આવ્યા કરે, એવા તુરંગી અને નિરર્થક વિચારો ચિત્તને ભમતું કરી નાખે છે. આવી રીતે ચિત્ત ભમતું થવાથી કોઇબી સારૂં જ્ઞાન મેલવાતું નથી, યા પોતાની ફરજો ચોકસાઇથી બજાવી શકાતી નથી. એવા વિચારોના વંટોલ્યામાં કેટલા સારા અને કેટલા નરસા વિચારો આવી ગયા તે જાણી શકાતું નથી; જાણ્યા વગર નઠારા વિચારો (દુશમત) નાબુદ કરી શકાતા નથી; તેથી એવા નકાંમા વિચારોના હુમલાને ઉભરી આવતો અટકાવવાની જરૂર છે. પણ એ અટકાવ કરવામાંબી કોઇ સદ્દગુણની ખીલવણીનો ભલો વિચાર યા કોઇનું ભલું કરવાનો ભલો વિચાર મજબુતાઇથી ગ્રહણ કરવો, જેથી નકાંમા વિચારોના હુમલામાં સારા મજબુત વિચારની આડ થવાથી નકાંમા વિચારોનું ઉભરી આવવું નાબુદ કરી મનને અષોઇ માટે યા પરમાર્થી

ભલાં માટે રોકી, "ભલાં મનની" (વોહુમનોની) ખીલવણી કરી શકીશું.

મનની એવી ખાસીયતજ છે કે જો એક બાબદનો વિચાર ફરી ફરી ઉપજ્યા કરે તો તેને તે બાબદનીજ લેહે લાગી જાય છે, અને તે બાબદ સાથે બીજી જેણી બાબદો લાગવગ ધરાવતી હોય તે ઉપર પણ મન દોડે છે; તેથી જો અષોઇ જાલવવાનો અને અખત્યાર કરવાનો વિચાર કર્યા કરીએ તો અષોઇની સાથે લાગવગ રાખનારા દરએક સદ્દગુણો ઉપર મન દોડી તે સદ્દગુણો ગ્રહણ કરવાનો ઉત્તસાહ વધે છે.

ખુદાશનાશીના અનુભવી શિક્ષણ પ્રમાણેની આ 'રૂઢીઓ ઉપર જો અમલ થાય તો આપણા સત રાહબર જરથુસ્ત્રે આપેલાં ફરમાંન મુજબ નેક મનશની (નેક વિચાર) ઉપર સહેલાઇથી અમલ થઇ શકે,* અને વળી સારા વિચારોથી આપણે મમતાળુ અને દયા ધરાવનારાં પણ થઇ શકીએ, તેમજ ધિક્કાર યા ગુસ્સાથી ઉપજતાં બેહદ નુકશાનમાંથી આપણે પોતાને, તેમજ જેની ઉપર ધિક્કાર યા ગુસ્સો કરવામાં આવતો હોય તેને પણ બચાવી શકીએ. ધિક્કાર અને ગુસ્સાના વિચારો મોટી ખરાબીઓ નીપજાવે છે. કટ્ટી દુશમનાઇ, કુસંપ, અથવા અણબનાવનું કારણ ધિક્કાર અને ગુસ્સો છે.

ધિક્કાર અને ગુસ્સો ઉપજવાનાં ત્રણ કારણો હોય છે: એક તો એ કે પોતાનોજ સ્વભાવ ચીરડાઉ હોય, અથવા પોતાને

---

* એ બાબે "વિચાર શકિત : તેનો કાબુ અને કેળવણી," એ કેતાબનો અભ્યાસ કરવો જોઇએ.

બધાંથી સારાં માનવાની તુંદાઇ હોય. બીજુ તો એ કે, સામા શખ્સમાં ચોક્કસ બદીઓ હોય, યા પોતાના વિચાર યા વલણોથી વિરૂદ્ધ વિચાર યા વલન હોય. ત્રીજું એ કે, કોઇથી પોતાને નુકશાંન યા ગેરઇનસાફ યા અપમાન થયું હોય, જેથી તેના સાંમે લાગણીઓ ઉશકેરાઈ આવે. ધિક્કાર ઉપજવાનાં આ ત્રણ કારણોમાંનાં પેહેલાં માટે તો ખુલ્લી રીતેજ ધિક્કાર યા ગુસ્સો કરનાર પોતેજ જવાબદાર છે; અને તકસીરવાર છે. અને બીજાં અને ત્રીજાં કારણ માટે પણ વાસ્તવીક રીતે જોતાં તો તેજ શખ્સ જવાબદાર અને તકસીરવાર છે; કારણ કે ધિક્કાર યા ગુસ્સો કરતી વખતે વિચારો શુદ્ધ રહી શકતા નથી; તેથી તે વખતે એકતો "હુમત" થી આપણે વેગળાં જતાં રહીએ, અને વળી ધિક્કાર અથવા ગુસ્સો કરવાથી એકમેક ઉપર ફેંકાતી ખરાબ અસરોને રસ્તો આપીએ છીએ. જેમ એક અણસમજુ બચ્ચું અજ્ઞાનતામાં વગર સમજવે કાંઇબી અઘટીત બોલે યા વર્તે તે માટે આપણે તેને દોષીત ગણતાં નથી, તેમ બીજા અજ્ઞાનપણાંથી આપણી સાથે ગેરવર્તણુક કરે તેને માટે આપણે ડાહાપણવંત ગણાવા છતાં તેઓની ઉપર ધિક્કાર યા ગુસ્સો કરીએ તો તે અઘટીત છે; અને તેથી ઉપજતાં નુકશાંન માટે આપણું પોતેજ જવાબદાર છીએ.

ધિક્કાર યા ગુસ્સાથી સાંમેવાળાંની બદી યા વાંકને આપણુ સુધારી તો શકતાંજ નથી, આટલુ તો આપણે સર્વે જાણીએ છીએ. પણ એથી વધારે જાણીતાં થઇએ છીએ તે એ કે આપણા ગુસ્સા યા ધિક્કારથી તેઓની ખોડ સુધરવાને બદલે છુપી રીતે તેમાં વધારોજ

કરીએ છીયે—ગોયા આગના નાના પજરણમાં તેલ નામી નાશવંત મોટું ભડકુજ કરીએ છીએ. આ જ્ઞાન મલ્યા પછી એ જ્ઞાનને અનુસરીને નહીં ચાલવાથી આપણે ખરેજ તકસીરવાર અને જવાબદાર ઠરીએ છીએ. ધિક્કાર અને ગુસ્સાથી ઉપજતાં ભારી નુકશાનમાંથી બચાવી લેવાને મહાન પેગમ્બર જીસસ ક્રાઇસ્ટ ફરમાવી ગયા છે કે, "જે તુંને ધિક્કારે તેને તું ચાહજે," યાને તેના અજ્ઞાનપણા ઉપર દયા લાવી સારા વિચારો ફેંકજે. આ મુજબ જો આપણે વરતીએ તો ધિક્કારના ફેલાવાને નાબુદ કરી તેનો છેડોજ લાવી મુકીએ. વળી ગૌતમ બુદ્ધ સાહેબ પણ એવું ફરમાવી ગયા છે કે, "જે તારૂં નુકશાંન કરે તેનું તું સારૂંજ કરજે." આ ફરમાંનમાં પણ ઉપલીજ ફીલસુફી સમાયલી છે.

કોઇબી બાબદ તેને પ્રતિઉત્તર આપ્યા વગર વધી શક્તીજ નથી; તેથી કોઇ બુરાંને તેની બુરાઇ માટે પ્રતિઉત્તર નહીં આપવાથી તે થાકીને પોતેજ પોતાની બુરાઇ છોડી દેછે;* કોઇબી બુરાઇવાળાને યા આપણી વિરૂદ્ધનાઓને પ્રતિઉત્તર આપવા માટે પેહેલાં વિચારો કામ કરશે, તેથી આપણા સત રાહબરે ઉપલા એ પેગમ્બરો માફક બુરાઇનો છેડો લાવવાજ "હુમત" યાને ભલા વિચારની જાલવણી ફરમાવી છે; ભલા વિચાર રાખતાં રહીએ તો બુરાંઓની બુરાઇ માટે વિચારજ આવી શકે નહી.†

---

* મનની પવિત્રાઇ યાને વિચારોની શુદ્ધતા બાબે બતાવેલી રૂઢી માટે જુઓ ૧૯૦૫ નું નવેમ્બર માસનું **ચેરાગ**, સફે ૪૬૧થી ૪૬૬ સુધી.

† એ બાબે વધુ સમજ માટે જુવો "મરણ પછી માણસની હાલત."

**નેમખ્યામહી ઈશુઇધ્યામહી થ્વા મજ઼્દા અહુરા, વીસ્પા-ઇશ થ્વા હુમતાઇશ વીસ્પાઇશ હુખ્તાઇશ વીસ્પાઇશ હ્વર્શતાઇશ, પઇરી-જસામઇદે.**

"ઓ મજ઼્દ અહુરા! હમો તુને નમીએ, હમો તુને આરાધીએ, તમામ ભલા વિચારો, તમામ ભલા સખુનો, તમામ ભલાં કામોથી હમો તુંને પોહોચીએ."

**યજ઼શને, હા ૩૫, ફ ૫.**



# પ્રકરણ ૨ જું.

---

## હુમ્ત—શુદ્ધ વાણી.

"હુમ્ત" યાને શુદ્ધ વાણીની જાલવણી માટે પુરેપુરી સત્યતાની (સાચવટની) ઘણીજ જરૂર છે. એ પુરેપુરી સત્યતા ધરાવતા થવા માટે દરરોજના વેહેવારમાં જુઠ્ઠુ નહીં ચાલવા દેવાની ઘણીજ અગત્ય છે. ઘણી મોટી મોટી જુઠાઇઓનેજ જુઠાઇ તરીકે ગણીને તેનાથી દુર રહીએ, પણ નાની નાની જુઠાઇ-ઓ બેદરકારીથી ચલાવ્યા કરીએ, તો "પુરી સત્યતા" જે "હુમ્ત" ની જાલવણી માટે અતી જરૂરીઆતની છે, તે હાંસલ થાય નહીં; માટે નાની નાની બારીક જુઠાઇઓને પણ દુર કરવાને ચાલુ ખંત અને બારીક તપાસની ઘણીજ જરૂર છે.

વેહેવારીક રીતભાતમાં, વાતચીતમાં, મશકેરી મજાખમાં, અને કાંઇની ખરીદી કરતી વખતે ઘણે મોટે ભાગે સાધારણ નાની જુઠાઇઓનો ઉપ્યોગ થતો રહે છે. સહરાગતથી બોલવું યા લખવું અને કોઇ એક બાબદ અચોક્કસ માલમ યા યાદ હોવા છતાં તેને માટે ચોક્કસપણુ જાહેર કરી બોલવું યા લખવું એમાં જુઠાઇ સમાયલી છે. એવી એવી બારીક જુઠાઇઓ શોધી કહાડવા આપણા દરરોજના વેહેવારમાં આપણા પોતા માટેજ જાતી તપાસ રાખતાં રહેવું જોઇએ, અને સાધારણ થઇ પડેલી જુઠાઇઓ ખંત રાખી દુર કરવી જોઇએ. જ્યારે એવી બારીકમાં બારીક જુઠાઇઓ પણ નીકલી જાય ત્યારે, અને ત્યારેજ, "હુમ્ત" ની જાલવણીને લાયક સત્યવાદી થયલાં કહેવાઇએ.

કોઇ બાબદ હોય તેથી ઉલટી રીતે જણાવવા માટેનું જુઠું છલ કપટ સાથનું જુઠું છે; એવાં ખંધાઇ ભર્યાં જુઠાને તો પેહલાંજ તજવું જોઇએ. કોઇ પ્રસંગે હસી મશકરી થવાના ભયે ખરી વાત છુપાવી ઉલટું સુલટું જણાવવામાં આવે છે એ પણ બહુજ ખોટું છે.

"હુખ્ત" ની જાલવણી માટે આપણને મોટામાં મોટી અને નાનામાં નાની સર્વે જુઠાઇઓ બારીકીથી તજવી જોઇએ; તેથી દરરોજના નિત્ય વેહેવારમાં, દરએકના સમાગમમાં, બોલવામાં, લખવામાં, સહેજબી જુઠાઇ વપરાય નહીં તેની ઘણીજ સાવચેતી રાખવી અવશ્યની છે.

કોઇ બાબદને જાહેર કરવા નહીં ચાહતાં હોઇએ તો તેને છુપી રાખવા માટે ઉલટુ સુલટુ સમજાવવામાં આપણે દોષીત થઇએ છીએ. પણ એવી ઉલટુ સુલટુ કરવાની પાપી ભાંજગડ કરવા કરતાં ખુલ્લાં દીલથી "એ બાબદ ખાંનગી રાખવી છે," એમ કહી દેવામાં કશી બુરાઇ નથી; અને તેથી આપણે અખત્યાર કીધેલી સત્યતામાં ભંગાણ પડનાર નથી.

"સંપુર્ણ અષોઇ" માટેની હુખ્તની જાલવણી માટે જેમ સત્યતા બેહદ અગત્યની છે, તેમ દુનિયામાં વિશ્વાસુ અને કિર્તીવંત થવા માટેબી સત્યતાની ઘણી અગત્ય છે.

સત્યતા ઉપર પુરેપુરો અમલ કરનારને કદાચ હાડમારીઓ ખમવી પડે; પણ તેથી હારી ખાવું નહીં જોઇએ. ખરા સત્યવાદી રાજા હરિશ્ચંદ્રનો દાખલો સત્યને માટે ખમવી પડેલી

હાડમારી છતાં આખર થયલી ફત્તેહનો કેવો ધીરજવંત સધીઆરો રજુ કરે છે!

યાદ રાખવું જોઇએ કે "હદ વગરની જીંદગી" આગલ આ ફાની "ક્ષણભંગુર જીંદગી" એક બોહોલા દરીઆવમાં ટીપાં મીસાલ છે; તો આપણને ખેઆલ કરવો જોઇએ કે ક્ષણ-ભંગુર જીંદગીના તકલીફી સુખોથી જુઠાઇ એકઠી કરવી, યા એ તકલીફી સુખોનાં ભોગોએ "હદ વગરની જીંદગી" ને માટે શાંતી, આજાદગી યા અમર સુખની સામગ્રી, જે "સંપુર્ણ અષોઇ" નો જથ્થો છે, તે એકઠો કરવો?

"હુખ્ત" ની જાલવણી માટે બીજી બાબદ સલુકાઇ, નમ્રતા, અને માયા ભર્યાં વચનો છે.

આપણા ભોલા નેક વડવાઓની એક સ્તુતિપાત્ર કહેવત છે કે, "જુબાનમાં સીરી તેને મુલક ધીરી;" એટલે જેની જુબાનમાં સીરી યાને મીઠાસ હોય છે તેને મુલક ધીરી શકાય છે, અથવા તો મુલક તેને ધીરધાર કરે છે. આ જગ્યાએ પત-રાજી ખોર, સીપલાટ ભરી ઠગારી જુબાનને માટે બોલાયું નથી. કોઇનું બી દીલ આજુરદેહ થાય નહીં એવી રીતે અને સત્યતા જાલવીને બોલાયલી વાણીજ સ્તુતિપાત્ર અને સીરીન જુબાન છે; કોઇબી બાબદ ઉપર, અને કોઇના પણ સમાગમમાં સામા ધણીની લાગણીઓનો ખેઆલ રાખી, તેની ઉપર સારી અસર કરવાને માટે જુબાન કાબુમા રાખી બોલવું જોઇએ.

અસભ્યતા સાથના યા કઠોર શબ્દોથી સાંમા ધણીનું દીલ દુઃખાય છે, એટલુંજ નહીં, પણ ઘણીક વખતે સામો ધણી

અસભ્ય અથવા ક્રોધી હોય છે તો તેમાંથી વાત વધી પડે છે. ક્રોધની ર્ત્વનીઓ વધતા જોશથી એકમેક ઉપર ફેંકાઇને મારામારી અથવા દુશમનાઇનું પરીણામ લાવે છે. માટે હરએક પ્રસંગે "હુખ્ત" ની જાલવણીને આપણો ભલો બચાવનાર યાને રક્ષણ-હાર ફરેસ્તો માની તેની પનાહમાંજ રહેવું જોઇએ.

પાક પરવરદેગારે મનુષ્ય જાતીને વાચાની ઘણી અમુલ્ય બક્ષેશ કીધી છે. એ આપણે સર્વે જાણીએ છીએ; પણ એ અમુલ્ય બક્ષેશનો તેટલોજ અમુલ્ય ઉપયોગ આપણ કરી જાણીએ નહીં તો મનુષ્ય અવતાર ફોકટ ગુમાવેલો કહેવાય. ફોકટના ટાહેલાંઓમાં, યાને નિરર્થક બાબદોની વાતચીતમાં, અને નીંદા કરવામાં અમુલ્ય વાચાની બક્ષેશનો શું અમુલ્ય ઉપયોગ થાય છે? અને તેમાં કાઇબી રીતે "હુખ્ત" ની જાલવણી થાય છે? નીંદા અને વગર અગત્યનાં ટાહેલાંમાં ન તો સાચવટ જલવાતી કે ન તો "અષોઇ" નો ભલો પ્રવાહ ફેલાવી શકાતો. આપણ જરથોસ્તીઓને "હુમત, હુખ્ત, અને હ્વર્સ્ત" ની જાલવણી રાખવા માટે સાવચેત રહેવુંજ જોઇએ.

"હુમત" ની જાલવણી માટે વિચારોને શુદ્ધ કરવાની બાબદ આપણે આગલ જોઇ ગયા. તેમ હવે વાણી શુદ્ધ કરવાને પણ આપણે કોશીશ કરી "હુખ્ત" ની જાલવણી ધરાવતાં થવું જોઇએ. જેવી રીતે વિચારોથી પોતાને તેમજ આસપાસનાઓને ફાયદો કે નુકશાન પોહોચાંડીએ છીએ, તેવીજ રીતે જુબાંનથી પણ ખુલ્લી રીતે ભલી-બુરી અસરો નીપજાવીએ છીએ. તેથી બુરી અસરો ફેલાતી અટકાવવાને નિંદા અને બીન અગત્યનાં ટાહેલાં

કરવાની આદતો તોડવી જોઇએ; અને નીતિની, અષોઇની ધાર્મીક વાતોમાં યા એવીજ કીસમની ધાર્મીક બાબદોના પુસ્તકો વાંચવામાં વખત ગાલવાની ટેવ પાડવી જોઇએ. એ ટેવને આપણા ખાસ નિયમ તરીકે લઇ, કોઇની સંગથી આપણે અખત્યાર કીધેલો એ નિયમ ભંગ થાય નહીં તેની સાવચેતી રાખતાં રહેવાથી આપણે પોતાને તેમજ આપણા સમાગમમાં આવનારાંઓને પુષ્કળ ફાયદા પોંહોચાડી શકીશું.

આપણી મરજી મુજબનાં યાને આપણા મતને મલતાંજ આસામીઓનો સમાગમ હરવખત મલી શકતો નથી. કોઇ વેળા એવોજ પ્રસંગ આવી જાય છે કે નીંદાખોર અને કચાટય લોકોના સમાગમમાં આવ્યા કરવું પડે છે. તેવે પ્રસંગે આપણને ચુપ કીદી નાખવી બહુજ સાહ્યકારક થઇ પડશે, અને સંગદોષ યાને સોબતની બુરી અસર આપણી ઉપર થવા પામશે નહીં. થોડુ બોલનાર ઇનસાન કેટલાંકોને પસંદ પડતું નથી, તેથી તેવાઓને આપણે કુંજરાં યા અલખામણાં માલમ પડશું ખરાં; પણ અષોઇના તરીકાથી દુર જવા કરતાં તેવાંઓને મનથી અલખામણાં પડવું ઘણું બહેતર છે; તેવાંઓના પ્રિય થવા માટે પેગમ્બર સાહેબ જરથુસ્ત્રનાં અને પાક પરવરદેગારના નાફરમાંન બનવાની અને આપણા રવાનને અપવિત્ર કરવાની ભુલ થવી જોઇએ નહીં.

બકબક કરવાની આદત ધરાવનારાથી "હુખ્ત" ની જાલવણી થઇ શકતી નથી, કારણ કે ઘણું બોલવામાં વિચાર ઘણોજ થોડો થઇ શકે છે; તેથી કોઇ ઘણું બોલકણું શુદ્ધ

વિચાર ધરાવનારૂં હોય છે તોપણ તે ઘણી બકબક કરતી વખતે પોતે ધરાવતા સારા વિચારોનો ઉપયોગ કરી શકતું નથી; માટે શુદ્ધ વિચાર સાથે જુબાન ઉપરના આંકોશની ઘણીજ જરૂર છે. તેથી ઘણી બકબક કરવાની આદત છોડતાં જઈ, વિચારીને બોલવા માટે વાણી ઉપર આંકોશ રાખી આપણા ઓચરેલા સખુનો બીજાંઓ ઉપર સારી અસર કરવાને માટે વજનદાર બનાવવા જોઇએ; પણ તે સાથ કોઇનીબી લાગણી સહેજબી દુઃખાય નહી તેનો ખ્યાલ હંમેસાં રાખવો જોઇયે.

વિચારીને બોલનારા પણ બે કીસમનાં આપણને માલમ પડે છે. કોઇ તો પોતાના ધાર્મીક ફરમાન મુજબ અથવા અંતઃકરણને શુદ્ધ રાખવા એક પણ અસત્ય અને અસભ્ય શબ્દ નહીં બોલાય તેમજ બીજાંની લાગણી સહેજબી નહીં દુઃખાય એ હીત હૈડે રાખી, વિચારીને વાણી ઉચ્ચારવાની ફર્જ સમજે છે, જ્યારે કોઇ કોઇ કપટી ખવાસથી બીજાંની લાગણી દુઃખવવા માટેજ યા આપ વડાઇને માટે તેમ કરે છે. વળી કોઈ તો દીલ દુઃખવનારા ચોક્કસ શબ્દો અથવા આપ વડાઇ માટેના ચોક્કસ શબ્દો બોલવા માટે, ધીરજથી વિચારીને બોલતાં જણાય છે. છેલ્લી રીતે વિચારીને બોલનારાંઓ વિચાર કે વાણી "હુમત" અને "હુખ્ત" થી ઉલટી રીતે અને "દુશમત-દુજુખ્ત," ની સંભાલ રાખતાં માલમ પડે છે, એમ કહીએ તો કશું ખોટું નથી. પણ કોઇ ખંધાઇ ભરી વાણી આપણામાં નહીં આવે તેની પુર સાવચેતી રાખી, "હુખ્ત" ની જાલવણી માટેજ આપણે તો "વિચારીને વાણી" ઓચરતાં રહેવું જોઇએ.

પાણીને શુદ્ધ કરવા માટે જે અગત્ય આપણે જોઇ ગયા તેને ગાથાવાણીનો નીચલો ફકરો ટેકો આપે છે:—

**ગુશતા યે મન્તા અષેમ્ અહૂમબિશ વિદ્વાઓ અહુરા, એરેઝુખધાઇ વચંઘહામ ક્ષયમ્નો હિઝ્વો-વસો, થ્વા આથ્રા સુખ્રા મઝ્દા, વંઘહાઉ વિદાતા રાન્યાઓ.**

"ઓ અહુર! જે વિદ્વાન બેઉ દુનિયાને માટે અષોઇ (ની બાબદો) સાંભળે, વિચાર કરે, સચ્ચાઇના સખુનો ઉપર અમલ કરે, જબાનને વશ કરે, તે, ઓ મઝ્દ! તારા પ્રકાશીત આતશની મારફતે ભલાં મેદાનમાં મશગુલ થાય છે."

**અહુનવદ ગાથા,** હા ૩૦, ફ ૧૯.



## પ્રકરણ ૩ જું.

---

## હુવર્શ્ત—ભલું કામ.

**તત્ અત વઈરીમઈદી અહુરા મઝ્દા અષા સ્રીરા હ્યત્ ઇ મઈનીમહિચા વઓચોઇમાચા વેરેઝિમાચા યા હાતામ્ શ્યોથનનામ્ વહિશ્તા ખ્યાત ઉબોઇબ્યા અહુબ્યા.**

"અય અષો સોહામના હોરમઝ્દ! બેઉ દુનિયાને માટે હેયાતોના કામોમાંના જે (કામો) સૌથી સરસ હોય તેઓને હમો પસંદ કરીએ છીએ; (તેઓ ઉપર) હમારૂં મન લગાડીયે છીયે; (તેઓ વિષે) હમો બોલીયે છીયે; (તેવાં) કામો હમો કરીયે છીયે."

**મોટી હસન યશ્ત,** ક. ૧, ફ. ૩.

આપણા પવિત્ર જરથોસ્તી મહજબના ત્રણ બુલંદ સ્થંભોમાંનો ત્રીજો સ્થંભ "હુવર્શ્તે" છે. "સંપુર્ણ અષોઇ" જાલવી જરથોસ્તી ધર્મ અચુક રીતે પાલવાને હુમત (ભલો વિચાર), હુખ્ત (ભલું વચન), હુવર્શ્ત (ભલું કામ) એઓની જાલવણીની ખાસ અગત્ય છે. એ ત્રણમાંથી એકનીબી કોતાઇ યા એકને માટેની બેદરકારીથી ચુસ્ત જરથોસ્તી તરીકેની ફર્જ અદા કીધેલી ગણાય નહીં; એ ત્રણે બુલંદ સ્થંભો એક બીજાને સહાય કર્તા છે; તેથી એ ત્રણે પુર એસ્તવારીથી જાલવવાને દરેક જરથોસ્તીની ખાસ ફર્જ છે. હુવર્શ્તની જાલવણી માટે આપણા દરરોજના કામ કાજમાં કોઇને સહેજબી નુકશાન થાય નહીં; કોઇબી અઘટીત

કામ બને નહીં; ધંધા ધાપામાં જે ધણીની યા સરકારની નોકરી બજાવતાં હોઇયે તેમાં પોતાના જાહેર મુકરર થયલા હક ઉપરાંત સહેજબી વધુ લાલચ થાય નહીં, વીગેરે, સાવચેતી, પ્રમાણીક કામો માટે જરૂરની છે.

ઘરનો વહીવટ કરનારી નારીને પોતાના ધણી, સસરા, બાપ કે ભાઇ, જેની કમાઇથી નીભાવ થતો હોય, તેની આવક ઉપરાંત સહેજબી વધુ ખરચ નહીં થાય તેની સંભાળ રાખી, ઘરના કારોબાર પ્રમાણે ખરચ રાખવો જોઇયે. ધણીક બાનુઓ જે જોઇયે તે કરવાને માટે આવક કરતાં ઘણા અધીક ખરચો વધારી મુકી પોતાના ધણી વિગેરેને મુશ્કેલીમાં નાખે છે; જેના પરીણામમાં ઘરમાં કુસંપ અને તંગદસ્તી વધતી જાય છે. આપણી આવક કમતી હોય તો પુષ્કળ સાદાઇથી રહેવામાં કાંઇજ એબ નથી; પણ ઓરબી તેમાં ઘણાં ભલા ફાયદાઓ સમાયલા છે.

એક અશો આબેદનું મુકામ ઘણુંજ સુઘડ, ખોરાક ઘણો સ્વચ્છ અને સુતરો, તથા પેહેરવેશ ઘણોજ સાદો હોય છે. કારણ કે એવી સાદાઇ સાથની સુઘડાઇ અને નિર્મળ ખોરાકથી પવિત્ર કીધેલાં શરીરો તરફજ અશોઇ વાળી મિનોઇ હસ્તીઓ વધુ ખેંચાઇ આવે છે. અગરજો એક ઘણો તાલેવંત શખ્સ અશોઇથી રહેનારો હોય તો તે પણ પોતાની કમાઇથી ઘણો થોડો ખરચ રાખી સાદાઇથી રહી પોતાને મળતાં રજકમાંથી બીજા હાજતમંદોને મદદ આપી બેવડી ફરજ અદા કરે છે. તો ગરીબાઇ છતાં હાથે કરી અન-અશોઇના સાધનો હોરી લઇ જંજાળ વધારવાની શી જરૂર છે? અશોઇના કાનુનો બારીકીથી પાળવાને મન

અહુરમજદ્દમાં લગાડી રાખવાને સારૂઇ ઉત્તમ સાધન છે. ચુંજાસ મુજબજ ખરચ રાખી આપણી આવકમાંથી બની શકતી કેરશારો કાંઇ બચાવી તે ખારી સખાવતમાં યા મિનોઇ ગ્નાન મેલવવાના કામમાં વાપરવાની ખાસ અગત્ય છે. મિનોઈ ગ્નાન મેલવવા અને ખુદા તરફની ફરજો અદા કરવાથી ધર્મ સંબંધી ગ્નાન મેળવનારને કાંઇ અજબ સુખ, સંતોષ અને શાંતી મસે છે. તેથી ગરીબાઇમાં તો જેમ બને તેમ મિનોઇ ગ્નાન વધારે લેવું, અને તે પોતાના ફરજંદોને, લાગવગ ધરાવનારાંઓને, તથા સર્વે આસપાસનાઓ જેઓ સમાગમમાં આવે તેઓને, આપતાં રહેવું. એના જેવી બીજી સખાવત કોઇજ નથી.

પોતાના વહાલાં ફરજંદો અને ખેશાવંદો માટે અપ્રમાણીક પણે અથવા કંજુસાઇથી જમાવ કીધેલો પૈસો મુકી જવા કરતાં તેઓને મિનોઇ ગ્નાનનો, રાસ્તીનો, અને અષોઇનો વારસો આપી જવો, દરેક માત-પીતાને ફરજયાત અને શોભા ભરેલું છે.

જેઓ ધનવાન છે તેઓ જેટલું કમાય તેટલું પોતાના એશઆરામમાં અને મોજ શોખમાંજ વાપરી દે, એ તો ખરેજ એકલપેટાઇ છે. ઘણાંક હાજતમંદોની જરૂરયાત પુરી પાડવાની, અને ઘણાંક નીધંનોને ધંધે ધાપે લગાડવાની અને કેળવણી આપવાની, આપણી ખાસ ફર્જ છે. અવસ્તાનો નીચલો ફકરો સુચવે છે કે અષોઇ પાલવા માટે ઉદાર થવું:—

**અષહા આખાત સઘરી અષહા વરેજેને કહ્માયચીત હવાશ ઇન્દિયાસ વહિસ્તામ આદા ઉઓઇધચ્યા અહુરયા,**

"અષોઇના માર્ગમાં, અષોઇ પાલવામાં, હેયાતી ભોગવનારાઓમાંનો જે શખ્સ બેઉ દુનિયામાં સૌથી ઉત્તમ જીંદગી ગુજરવા ચાહતો હોય તેને **આદા** (દદાર, સખી, મોટા દીલ ગુરદાનો) થવું."

**મોટી હસન યશ્ત.**

ઉપર વર્ણવેલી ભલાં કામો કરવાની યાને "હ્વર્સ્તે" ની રીતો સાધારણ છે, પણ ખુદાશનાસીની રીતી મુજબ તથા તેનેજ મલતાં **ગાથા, યજશ્ને** વીગેરે અવસ્તાના ભણતરોની રીતી મુજબ એક ખરા મજ્દયસ્ની તરીકે સંપુર્ણ અષોઇ માટે દરરોજના સઘળાં કામો રાસ્તી સાથે બજવી તે અહુરમજ્દને અર્પણ થવાં જોઇએ:

**યએશામનો અહુરો મજ્દાઓ અષવ યેસ્ને પઇતી વંહો યએથ અયેષામ જરથુશ્ત્રો અંહુશ્ચ રતૂશ્ચ.**

"હમારામાંનાં જેઓને અશો અહુરમજ્દ યજશ્ને કરવામાં (પોતે પોતાને અર્પણ કરી દેવામાં) વધારે ભલા જાણે છે—તેઓનો જરથુસ્ત્ર ધણી તથા સરદાર છે."

**વીસ્પરદ**, ક. ૧૬, ફ. ૩.

**અહુરહ્યા જી અત વે મજ્દાઓ યસ્નેમ્ચા વહ્મેમ્ચા વહિશ્તેમ અમેહ્માઇદી ગેઉશ્ચા વાસ્ત્રેમ.**

"તમારે માટે અહુરમજ્દની યજશ્ને (અહુરમજદને અર્પણ થઇ જવું) તથા આરાધના તથા જીવોનું પાલણ કરવું, સૌથી ઉત્તમ જાણીએ છીએ."

**અહ્મા હુવો ને દાઇદી અહ્માઇચા અહુએ મનખ્યાઇચા.**

"આએ તથા મિનોઇ દુનિયાને માટે તુને હમો હમોને આપી દઇએ છીએ."

**મોટી હસન ચસ્ત.**

**ફ્રેરા વે રાહી અમેશાસ્પંતા ફ્રેરા મનંઘહા, ફ્રેરા વચંઘહા, ફ્રેરા શ્યોથના, ફ્રેરા અંઘહુયા, ફ્રેરા તન્વસ્ચીદ ખખ્યાયો ઉસ્તનેમ.**

"(મારા) તનના જાનને, ભલા વિચાર, ભલી વાણી, ભલાં કામોથી તથા અંતઃકરણથી અમશાસ્પંદોને અર્પણ કરૂં છું."

**ખોરશેદ નીઆએશ.**

ઉપલા ફકરાઓ પ્રમાણે આપણે પોતાને જે "મજ્દયસ્ની" નામે ઓલખાવીએ છીએ તેનો અર્થ મજ્દને અર્પણ થનારાં થવો જોઇએ. આપણે હાલમાં તો નામેજ "મજ્દયસ્ની" છીએ, પણ તે પ્રમાણે ચાલવાની રૂઢીઓ તો લગભગ ભુલાઈ ગઇ છે. તે પાછી તાજી કરવાને આપણે બનતી કોશીશો કરી, ચુસ્ત જરથોસ્તી તરીકેની ફર્જો અદા કરવી જોઇએ.

જે જે કામો ફર્જ તરીકે આપણને કરવાનાં હોય તે ફર્જ તરીકે અપોઇથી, રાસ્તીથી, કાંઇબી બદલાની આશા વગર, કાંઇબી પરીણામ પોતા માટે રાખ્યા વગર, અહુરમજ્દને અર્પણ કરવાની નેક નિષ્ટાથી કરવામાંજ આપણે ખરી ફરજો અદા કરી શકીયે છીયે; બાકી કામો કરતાં તેના પરીણામની આશા આપણને સ્વાર્થ સાથેજ બાંધી રાખનારી છે, તેમજ પરીણામ બુરૂં યા ઇચ્છાથી ઉલટું આવ્યું તો દલગીરી, દુઃખ, અને નાશીપાસી ઉપજે છે; અને પરીણામ ભલું નીપજ્યું તો આ કામ મારેથી થયું એવો મદ

ઉપજે છે. ખુદાશનાસાનોનાં અંગત અનુભવથી સિદ્ધ થયલું છે કે, સાધારણ યા અસાધારણ, મોટાં યા નાનાં કામો, ગમે તેવાં ભલાં હોવા છતાં, જો તે સ્વાર્થથી યાને તે કામોમાં પોતાનો ફાયદો જોઇ કરવામાં આવેલાં હોય છે તો, તે કામોનો બદલો મેળવવાની ઇચ્છા તેને આએ દુનિયામાં ખેંચેલો રાખે છે. વળી સ્વાર્થી કામો તેના કર્તાને બેહેસ્તમાં લઇ જઇ શકતાં નથી; કારણ કે બેહેસ્તનો બાગ સ્વાર્થના કાદવથી નિરાલો છે. તેથી ત્યાં સ્વાર્થી-નો સમાવેશ થઇ શકતો નથી. બેહેસ્ત જે સુખ આપનારૂં પવિત્ર ધામ છે, તે ધામમાં બીજાંઓને સુખી કરનારાંઓજ જઇ શકે છે. કોઇબી કીસમના ભલાં કામમાં, સ્વાર્થનો હેતુ પોતાનેજ માટેના એકલપેટાં સુખનો હોવાથી, તે કામ, ઘણું યા થોડું ભલું હોવા છતાંબી, તેની કીંમત તે પુર સખાવતી બાપ જે કાંઇબી લેવાનું ઇચ્છવા બગર આપનાર છે તેની ઇનસાફી નજરમાં હલકું છે.

તે પાક કીર્તારની હજારો બક્ષેશો આપણે કાંઇબી પાછું આપ્યા વગર વાપરી જીંદગી નીભાવીએ છીએ; તેવા સખાવતી બાપની નજર ખરાં પરમાર્થી કામો કરનાર તરફજ વધુ ખેંચાયલી રહે છે; તેથી ખુદાના ખરા ભક્તો યાને પરસ્તેશ કરનારાઓ ચાલુ વખતમાં જેબી કાંઇ ભલુ કરી બજાવવાને શક્તિવાન થયલા હોય છે, તે કાંઇબી ફળની આશા રાખ્યા વગર, પોતાની તે કરવાની ફરજ સમજીનેજ, પૂર્વે કરી બજાવવાને લીધે છે.

ચાલતા વખતમાં જેબી આપણે કરીયે છીયે તેને કારણ તરીકે સમજી તેના પરીણામની આશા રાખતાં રહેવાથી, આપણ આપણી

પાક ફરજો અદા કરી શકતાં નથી; જ્યાં સુધી ફરજો પૂર્જ તરીકેજ અદા થાય નહીં ત્યાં સુધી કારણ અને તેનું પરીણામ એમ ચક્રાકારે ફર્યાજ કરે છે. એ કારણ અને તેના પરીણામમાં વિંટલાયલાં રહેવાથી બેહેસ્તની ચાવી જે પરમાર્થ છે તે હાંસલ કરી શકાતો નથી. ત્યાં સાવચેતી માટે આપણને જાણવાની અગત્ય છે કે જો સારાં કામો પણ બેહેસ્તની ઇચ્છા રાખીને કરવામાં આવે તો તે પણ (હવે પછી પોતાને સુખ મલવાના ઇરાદાથી થવાને લીધે) ચોકસ દરજ્જે સ્વાર્થીજ ગણાય.

આપણને તો કાંઇબી આશા વગર આપણી જીંદગી-માં જે જે ફરજો બજાવવાની અગત્ય હોય તે સારી વર્તણુક અને અહુરમજ્દનેજ અર્પણ કરવાની નિષ્ટા રાખી બજાવતાં રહેવાનું છે. ફળની આશા રાખી જે જે કામો કરવામાં આવે છે, તેઓમાં આપણને કાંઇબી નિરાંત મલતી નથી; કારણ કે આપણને તે કામોના પરીણામની ઇંતેજારી રહે છે. પરીણામ આવવામાં ઇચ્છેલું ફળ અથવા બદલો મળે છે તો વળી કાંઇ બીજાં ફળોની આશા-એ બીજાં કામો આરંભી તેના પરીણામની ઇંતેજારીમાં બેચેન રહીયે છીયે; અગર ધારેલું ફળ કે બદલો મલતો નથી તો નિરાસીનું સંતાપ ભર્યું દુ:ખ વેઠીએ છીએ. આ માફક ફળની આશાથી કીધેલાં કામો વધુ અને વધુ બોજા સમાન ફીકર-ધાસ્તી અને આશા-નિરાશાથી આપણને દાબેલાં રાખે છે.

જીત-હારના એવા ચકરાવાથી ઘડીકમાં ઉલટમંદ, ઘડીકમાં સુસ્તી અને ઉદાશી થયા કરે છે. એવી હાલતની જીંદગી કંટાળા ભરેલી અને દર્દમંદ દીલની પસાર થાય છે. પણ જ્યારે દરેક કામ અહુર

મઝ્દની સેવામાં ફરજીયાત માનીનેજ થાય ત્યારે તો દીલનો સંતોશ, ખુશાલી અને શાંતી નહીં વર્ણવી શકાય તેવી ઉપજે; કારણ કે તેમાં પરીણામની ઇંતેજારી કે આશાના તુરંગી વિચારોના તોફાનો છેજ નહીં.

ઉપર વર્ણવ્યા મુજબ સઘલાં કામો ભલી રીતે બજાવવા સાથ બીનસ્વાર્થી યા પરોપકારી કામોમાં આપણો વખત ગુજારવા માટે, અને તે સઘલાંનાં કાંઇબી ફળની આશા નહીં રાખતાં અહુર-મદઝ્નેજ અર્પણ કરવા માટે, આપણને ગેબી ફરેસ્તાઓની યાને યજદ-અમશાસ્પંદોની મદદની જરૂર છે.

આપણને સાધારણ કામોમાં ઘણે ભાગે તો સ્વાર્થી હેતુ રાખવાની આદત પડી ગઇ છે. તેથી ઉપલી રીતે વર્તવા માટે ગેબી મદદો વગર આપણે ઘણાં કમતાકાત છીયે. આથી ઘણીક વખતે આપણે આપણા નિયમમાં ગોતું ખાઇ જઇએ છીયે. વાસ્તે આપણે આપણા નિયમમાં પુર સાવચેતી સાથે મક્કમ રહેવા માટે ગેબી ફરેસ્તાઇ મદદો મેલવતાં રહેવાની ઘણી જરૂર છે. એ મદદો મેલવવા માટે આપણા સત રાહબરે માંથ્રવાણીમાં ફરેસ્તાઓની આરાધના રચી છે, જેના વાસ્તવિક ઉપયોગથી આપણે ગેબી ફરેસ્તાઓની પનાહ મેલવી શકીયે છીયે. એ માંથ્રવાણીમાં આપણી ફરજીયાત બંદગીઓ, ગાથા, યજશ્ને, વંદીદાદ, વિગેરે અવસ્તાઓ સમાયલા છે.

આપણી દરરોજની ફરજીયાત બંદગી માટે જુદા જુદા વખતો માટે પાંચ ગેહો મુકરર કરી તેને અનુસરતાં બીજાં ભણતરો મુકરર કીધાં છે; યાને પાંચ વખતની બંદગી જરથોસ્તીઓને જરૂરિયાત ફરમાવેલી છે. પણ અફસોસ ભર્યું છે કે, હાલમાં વેહેવારીક

ખટપટો એટલી બધી તો વધારી મુકવામાં આવી છે કે, આ પાંચ વખતની મુકરર થયલી જરૂરિયાત બંદગીની ફર્જ આપણુ અદા કરી શકતાં નથી, તેથી અમશાસ્પંદો અને યજદોના ગેબી સંબંધમાં આવતાં રહેવાનો સંજોગ ઘણો ઓછો થઇ ગયો છે.

આવી રીતે ગેબી સંબંધ છોડી બેસવાથી કેટલાક જરથોસ્તીઓને ધંધા રોજગારમાં બરકત મળતી નથી. મરદો ધંધા રોજગારની રોકાનને લીધે એવો સંબંધ છોડી બેઠા છે. પણ ઘરમાં રહેનારી બાનુઓ જેઓને સારો અવકાશ મળી શકતો હોય, તેઓ એ ફર્જ ચાહે તો પોતે અદા કરી શકે તથા પોતાના ફરજંદોને બચપણથી તેમ કરવાને શીખવી શકે. તે છતાં એ અતી ઉત્તમ ફર્જ તરફ આપણામાં બહુજ સુસ્તી અને બેદરકારી વધી ગઈ છે. વગર અગત્યના કામો, જેવાં કે પોતાના શોખોને તૃપ્ત કરવાની ફેશનો, વિગેરેમાં અને ઠાલી નિરજીવ વાતોમાં વખત નહીં ગુંમાવતાં એ વખત ખુદા તરફની આપણી ઉત્તમ ફર્જ અદા કરવાને હાથ કરી લેવો જરૂરનો અને ફરજીયાત છે. અલબત ઘરનાં ખાસ કામો, જેવાં કે ફરજંદોની બરદાસ્ત અને તરબીયત, સંસારી કામકાજો, તથા ઘરનો કારોબાર ચલાવવામાં કેટલીક બાનુઓને દહાડાનો મોટો ભાગ રોકાવું પડે છે. તેથી દરેક ગેહે મુકરર થયેલી બંદગી તેઓથી નહીં બની શકે એ વાસ્તવીક છે. તોપણ આપણા સંસારી કામોમાં ગુંતાવા પેહેલાં બામદાદ અને તેની પેહેલાંના વખતમાં એક કલાક પણ બંદગીમાં યાને ખુદાની સ્તુતિ અને યજદ-અમશાસ્પંદોની આરાધનામાં ગુજારી લેવો જોઇએ.

આ રીતે પોતાના હંમેશના રાબેતાથી લગાર જલદી ઉઠી બંદગી કરી લેવાને ધંધા રોજગારની રોકાણવાળા શખ્સો તથા ઘરની રોકાનવાળી બાનુઓ પણ શક્તિવાન છે. બંદગી કરવામાં બે બાબદ સચવાય છે. તેમાં એક તો એ કે આપણ જે જે ખોરાક માટે તથા તમામ પોષણ માટે જે નેયામતો મેલવીએ છીએ તેની શુક્રગુજારી કરવાથી તે નેયામતો માટે ગુણચોર રહેતાં નથી. બીજું એ કે માંથ્રવાણીની રચના એવી રીતે કીધી છે કે જેના શુદ્ધ ઉચ્ચારના ભણતરોથી યજદી શક્તિઓ આપણી તરફ ખેંચાઇ આપણી અનદીઠ રીતે પાસબાની કરતી રહે છે.*

તેથી સહવારના પોહોરમાં વેહેવારીક ખટપટોમાં મંડયા પેહેલાં બંદગીથી આપણ ભલા પાસબાનોની પનાહ અને અષોઇની જાલવણી માટેની નિખાલેસ દીલની મજબુતાઇ ભરી કીલ્લેબંદી કરી લઇ, વેહેવારમાં ગુંતાવા છતાં પણ ભિત્તરથી દીલને પાક રબની યાદમાં અને શુક્રગુજારીમાં રોકાયલું રાખી શકીશું.

પણ આખા દીવસ માટેની આવી શુભ હાલત ઉપજાવવાનો આધાર બંદગી કરતી વખતની મનની એકાગ્રતા ઉપર છે. તેથી બંદગી વખતે આપણા દીલમાં બીજા વિચારોને નહીં આવવા દેવાની બનતી કોશીશ રાખવી જોઇએ; અને વેહેવારીક ખટપટો ને તે વેળા વીસારીજ દેવી જોઇએ.

* એ બાબે વધુ સમજ મેલવવા જુવો "બંદગી, ગાયન અને માથ્ર," પાનાં ૧૪–૨૩.

દુ:ખ દરદ અને મુશકેલીઓ ટાલવાને માટેબી ચોક્કસ માંથ્ર રચાયલાં છે, જે તેવા પ્રસંગે ભણવાથી ફાયદો મેળવી શકાય છે; તેમજ તેથી કોઇબી બુરા ઇલમ (જાદુ) નો આસેબ (અસર) પોહોંચી શકતો નથી. બંદગીને અસરકારક બનાવવા માટે ખાસ અગત્ય અષોઇની જાલવણીની છે. અષોઇની જાલવણી માટે અષોઇના દરેક કાનુનો માટે બારીકીથી વાકેફ થવાની જરૂર છે. સાફ દીલ સાથનું મજબુત એકીન અને અષોઇ, આપણી કીધેલી બંદગીને ખુદાઇ દરગાહે ઉઠાવી લઇ જનારી ગોયા બે પાંખો છે. એ વગર બંદગી અસરકારક નહીં નીવડે એ બનવા જોગ છે. હાલમાં તો આપણો મોટો ભાગ એકીન અને અષોઇમાં બહુજ પછાત પડેલો છે. એનું કારણ એ માલમ પડે છે કે, હાલમાં આપણી મન શક્તિ વધુ ખીલતી જાય છે તેથી આપણા આગલાં ભોલાં વડવાઓની માફક આપણે સઘલું ધર્મ પુસ્તકોમાં લખેલું અને નેક શખ્સોનું કહેલું વગર સમજવે માની શકતાં નથી; આપણે સઘળાંનો સબબ જાણવા માંગીયે છીયે. આપણા ધર્મ પુસ્તકોમાંના બચી ગયેલા ઘણાજ જુજ ભાગમાંથી આપણે પુરતુ મેલવી શકતાં નથી; અને વળી તેમાં આપણી સુસ્તી અને બેદરકારીથી જેટલું મેલવી અને જાણી શકીયે તેટલું પણ મહેનત કરી જાતી શોધે મેળવવાની કાળજી મોટે ભાગે આપણા ટોલામાં રહી નથી. આ બેદરકારી અને સુસ્તી દુર કરી આપણાં નામાંકિત્ત સ્વધર્મને ફરી તાજગી ભર્યો કરવાને ખંત પકડવી જોઇયે; આપણા ધર્મ પુસ્તકોનો અભ્યાસ કરવાને તથા તે અભ્યાસને પરીપુર્ણ કરવાને, કોઇબી યોગ્ય સાધન મેળવી લેવાને, આપણે એકબી તક હાથ કરવાથી પછાત પડવું જોઇએ નહીં.

સઘળા ધર્મો માટે એક સરખી જાનફેશાની કરનારા નેક પરમાર્થી નર-નારીઓથી ખુદાશનાસીનાં જ્ઞાનની મદદ મેલવવી જોઇયે. આ મદદ મેલવવા માટે આપણામાંથી જુદી આપવડાઇ અને ધર્મ-ભેદનો અંધકાર દુર કરી, અહંકાર તજવો જોઇયે.

મુજ નાકેશની આ અદના સુચનાને આપણા સત્ત રાહબર જરથુસ્ત્રના નીચલા સોનેરી સખુનોથી ટેકો મલે છે. જરથોસ્ત સાહેબ કહે છે કે—

**સ્રઓતા ગેઉષાઇશ વહિશ્તા અવએનતા સૂચા મનંઘહા આવરેનાઓ વીચિથહ્યા નરેમ નરેમ ખ્યાઇ તનુયે, પરા મજેયાઓબહો અહ્યાઇ ને સજ્દ્યાઇ બઓદન્તો પઇતી.**

"જે કાંઇ ઉત્તમ છે તેને કાંને સાંભળો, રોશન વિચાર શક્તિથી તે ઉપર દરિઆફત કરો, અને મોટાં કામની આગમચ દરેક જણને પોતાને માટે પોતાની પસંદગીનો એતેકાદ શોધવા હમારેથી વાકેફ થવા હુશીઆર થાઓ!"

**અહુનવદ ગાથા,** હા ૩૦, ફ. ૨.



## પ્રકરણ ૪ થું.

---

# સદ્‌ગુણોની ખીલવણી.

આપણા સત્ત રાહબરે આપેલા ત્રણ અતિ ઉત્તમ સબકો—હુમત, હુખ્ત, અને હ્વર્સ્ત—પ્રમાણેજ આપણ ચાલતાં હોઇયે તો કોઇમાં કાંઇ અને કોઇમાં કાંઇ ખામીઓ યાને દુર્ગુણો જોવામાં આવે છે તે આવે નહીં.

વિચાર, વચન અને કામો તરફ બેદરકાર રહેવાથી દુર્ગુણોની ઉત્પત્તી થાય છે. તેથી વિચાર, વચન અને કામો માટે સાવચેતી રાખી વિવેક બુદ્ધીથી સારૂં ગ્રહણ કરી બુરૂં તજવાની જરથોસ્તી તરીકેની આપણી ખાસ ફરજ છે. શુદ્ધ વિચાર, શુદ્ધ વચન અને શુદ્ધ કામોના સંગ્રહથી સદ્‌ગુણ સંપાદન થાય છે, અને બુરા વિચાર, બુરાં વચન અને બુરાં કામોથી દુર્ગુણ પ્રાપ્ત થાય છે. માટે આપણને આપણા સદ્‌ગુણો અને દુર્ગુણોની શોધ કરવી જોઇયે; આ શોધથી માલમ પડશે કે આપણામાં કયા સદ્‌ગુણોની કોતાઈ છે, અને કયા દુર્ગુણો વધતા ઓછા પ્રમાણમાં આપણામાં રહેલા છે.

જ્યાં સુધી પુરેપુરી તપાસ કરી જે જે દુર્ગુણો વધતા ઓછા પ્રમાણમાં રહેલા હોય તેઓને નાબુદ કરવાને મજબુત ખંતીલી કોશીશ રાખવામાં આવે નહીં, ત્યાં સુધી સદ્‌ગુણોની પુરી ખીલવણી થઇ શકે નહીં; અને સદ્‌ગુણોની પુરી ખીલવણી વગર આત્માની સંપુર્ણતા મેલવી શકાય નહીં. તેથી ચુસ્ત

જરથોસ્તીઓએ તો સંપુર્ણું અષોઇની જાલવણી માટે પોતાની પરિક્ષા પોતેજ કરી સુધરવાનું છે.

જ્યાં સુધી પોતાની ઉપર પોતાની જાતી તપાસ અને નેગાહ રખાતી નથી, અને પોતાના આચાર–વિચાર તથા ગુણ–દોષ તરફ બેદરકાર રહેવામાં આવે છે, ત્યાં સુધી કોઇ એક દુર્ગુણ પોતામાં ઘણો ઉભરાતો હોય તે પણ પોતાને માલમ પડી શકતો નથી; અને જે દુર્ગુણો ઓછા પ્રમાણમાં હોય તેઓ તો બીલકુલ છેજ નહીં એમ લાગે છે.

કોઇ કોઇ વેળા એકાદ દુર્ગુણને લીધે બીજા રહેલા સદ્દગુણો પણ ઢંકાઇ જાય છે. અહંકાર, લોભ, જુઠું બોલવાની ટેવ, ઉતાવળાપણું વિગેરે દુર્ગુણોમાંના એકાદ બે પણ બીજા રહેલા સદ્દગુણોને ઘણે દરજ્જે ઢાંકી દે છે. ઘણું કરીને એવા દુર્ગુણો લઇ ચલાવવામાં આવે છે; અને નજીવા સમજી તે ઉપર બેદરકાર રહેવામાં આવે છે. પણ ખરેખર તો એ નજીવા ગણાતા દુર્ગુણોજ મોટા દુર્ગુણોનો પાયો છે—તે દુર્ગુણોનાં બીજ છે. એ નાશવંત બીજનો રોપો બની એક મજબુત જડ ઘાલી બીજાં ડાલ પાંખડાં ઉગે તે પેહલાંજ સાવચેતી રાખી, એ નાશવંત રોપાને સદ્દગુણોની શક્તિ વડે ઉખેડી નાખવો જોઇએ. જે જે દુર્ગુણો આપણામાં હોય તેની સામેના સારા સદ્દગુણો હાથ ધરી બુરાને સારામાં ફેરવી શકાય છે.

જે પ્રમાણે વિચારોના બાબમાં ફેરબદલી કરવાની સાવચેતી રાખવાની છે તેજ પ્રમાણે આ બાબદમાં દુર્ગુણોને સદ્દગુણોમાં બદલી નાંખવાથી આપણી કોશીશો સફળ થઇ શકે છે.

જે જે દુર્ગુણો પોતામાં પ્રબળ હોય તેઓને લગતા સદ્દગુણો ચુંટવા: જેમકે અહંકારને માટે **નમ્રતા**, ક્રોધ અને ધિક્કાર માટે **દયા**, લોભને માટે **સંતોષ**, જુઠાણાને માટે **સાચવટ.** આવી રીતે બીજા સઘળા દુર્ગુણો માટે તેને લગતા વિરોધી સદ્દગુણો હાથ ધરી, જ્યારે જ્યારે અમુક દુર્ગુણને પ્રગટવાને કાંઇ સંજોગ અથવા કારણ મલે ત્યારે ત્યારે તુરત તેની સામેનો સદ્દગુણ અખત્યાર કરી લઇ તેને લગતા વિચારમાં રોકાઇ જવાથી સંબંધની સાંકળ તુટી જઇ જે દુર્ગુણને સંજોગોથી અનુસરતી પુષ્ટી મલતી હતી તે નહીં મળવાથી તે નબલો પડી જશે. આ માફક ચાલુ કોશીશ રાખવાથી આપણ દુર્ગુણોને નાબુદ કરવાને ફત્તેહમંદ થઇ શકીશું.

કદાચ આ કોશીશોની શરૂઆતમાં પેહેલાં નિષ્ફળતા મલ્યા કરશે. પણ નિષ્ફળતાથી હારી નહીં ખાતાં કે નિરાશ નહીં થતાં કોશીશો ચાલુ રાખવી જોઇયે, અને વધારે મજબુત થવાને માટે તે નિષ્ફળતાને આવકારદાયક ગણી આપણે હાથ ધરેલી બાબદ ઉપર મંડયાજ રહેવું જોઇયે.

કોઇણી બાબદમાં નિષ્ફળતાથી નિરાશી યા કંટાળો ઉપજવો નહીં જોઇયે; નિરાશી અને કંટાળો આપણા કટ્ટા વેરી છે. એ વેરી આપણને નબળાં, બિહિકણ અને કુંજરાં બનાવે છે. માટે એ શત્રુ ઉપર મક્કમપણે સાંમે થઇ આપણી મિનોઇ વૃદ્ધિ માટે તતપર રહેવું જોઇયે.

સદ્દગુણી નર-નારીઓના વૃત્તાંત વાંચતાં રહેવાથી, અને સદ્દગુણીઓનાં સદ્દગુણો બાબે વાદવિવાદ કરતાં રહેવાથી, સદ્દગુણો સંપાદન કરવાની આપણી કોશીશને બહુ મજબુતાઇ મલેછે.

બીજાઓના દુર્ગુણો શોધી તે ઉપર ટીકા અને નિંદા કરી "હુખ્ત" થી ઉલટી વર્તણુક ચલાવવા કરતાં દરએક માણસના સારા સદ્દગુણો ચુંટવાની અને તે ઉપર ચરચા કરવાની ટેવ પાડીયે તો "હુખ્ત" નો કાનુન જાલવવા સાથ આપણુ સારા સદ્દગુણો સંપાદન કરવાને સામર્થવાન થઇએ.

બીજાં માણસોમાં દુર્ગુણો જોતાંજ આપણે પોતાની તપાસ કરવી જોઇએ કે આ દુર્ગુણો મારામાં છે કે નહીં. આ તપાસમાં તેવા દુર્ગુણથી પોતાને નીરાલો જોતાં પોતા માટે મગરૂર થઇ બીજાંને ધિક્કારવું એ અહંકારના મહા બુરા દુર્ગુણને પ્રાપ્ત કરવા જેવું છે; તેથી બીજાં માણસોનાં દુર્ગુણ ઉપર નાબતી કરી તેઓને માલમ નહીં પડે તેવી રીતે તેઓની ખોડ ખાંપણ સુધારવાને બનતી કોશીશો કરવાની આપણી ખાસ ફરજ હોવી જોઇએ. આ ફરજ બજાવતાં આપણે દરગુજર કરવાની ખુબી હાંસલ કરી આપણી ખોડ ખાંપણો અચુક રીતે સુધારી શકીશું.

## લાગણીઓ અને જુસ્સાઓ ઉપર કાબુ.

દુર્ગુણોનું એક કારણ લાગણી અને જુસ્સાઓ છે. લાગણીઓથીજ ગુસ્સો, અહંકાર, ધિક્કાર વિગેરે દુર્ગુણો પ્રાપ્ત થાય છે. માટે આપણે આપણી લાગણી અને જુસ્સાઓને, દયા, પરમાર્થ, ભલાઇ, અને મોહોબતમાં બદલવાં જોઇએ, કે જેથી બુદ્ધિ અને ભલાં મનને લગતી ઉંચી શક્તિઓ, જે અવસ્તાના બઓધાંગ અને વોહુમનોને લગતી છે, તે ખીલવી શકીશું.

જુસ્સાઓને વશ રહેવાથી ભયંકર બુરાઇઓ પેદા થાય છે, માટે જરથોસ્તીઓએ અશોઇ વધારવાના કાયદાને અનુસરીને

જુસ્સાઓ ઉપર મજબુત કાબુ જરૂર રાખવો જોઇએ; કે જેથી અનીતિ વીગેરે ભયંકાર બુરાઇઓથી દુર રહી શકીએ.

દરેક માત-પીતાએ પોતાના ફરજંદોને તેઓ ઉમરે આવે તે આગમચ તેઓ ઉપર શાંતી અને સાદાઇની છાપો બેસાડવી જોઇએ; ખોરાકમાં ચોકસાઇ રાખી, જુસ્સાઓ અને લાગણી નહી ઉશ્કેરનારો સાત્વિક સ્વચ્છ ખોરાક આપવો જોઇએ; ધર્મ નીતિના સંગીન વાંચણોથી તેમની ખીલતી મન શક્તિને ઉત્તેજન આપવું જોઇએ; કાહાણી કીસ્સા વિગેરે દીલ અને લાગણી ઉશકેરનારાં વાંચણો ખીલતાં ભેજાંમાં દાખલ થવા દેવાં નહી જોઇએ. પણ દલગીરી ભર્યું છે કે આ બાબદ ઉપર ઘણાંક માત-પીતાઓ તદન બેદરકાર રેહે છે. કેટલાંક બચ્ચાં સમજુ અને નીતિવાન સારી ખાસીઅતના હોય છે તોજ તેઓને આવી બેદરકારીથી ઝાઝું નુકશાન થતું નથી; પણ તેઓને જો શરૂઆતથીજ ધર્મ નીતિના વાંચણો અને સાત્વિક ખોરાક મળ્યો હોય તો થોડુંબી નુકશાન પોંહોંચ્યા વિના ઘણો ફાયદો તેઓ મેલવી શકે.

જો બચ્ચાં કમસમજ હોય છે તો તેઓના બાળમાં ઉપલી બેદરકારીથી બહુજ નુકશાન થાય છે; જેના પરીણામમાં છકેલ-પણું, છાલકાપણું અને બેહદ ઇતરાટ ભર્યા મોજશોખ જુવાનીમાંજ બધી જાય છે.

નીતિની જાલવણી અને જુસ્સાઓ ઉપર કાબુ રાખવાને જે સાત્વિક ખોરાકની અગત્ય છે, તે સાત્વિક ખોરાક વનસ્પતી, અનાજ, દુધ, ફળફળાદીનો છે. એ સાત્વિક ખોરાકથીજ આપણા શરીરને પુષ્ટી આપવાનો રાસ્તીની રાહે હક છે; બાકી કોઇબી

પ્રાણીઓની લાગણી દુઃખવી મેલવેલો માંસ, મચ્છી, અને ઇંડાનો ખોરાક ઘાતકીપણાને તથા જુસ્સાઓને ઉશ્કેરનારોજ છે.

તેમજ કોઇબી જાતનું કેફી પીણું પણ જુસ્સાઓને ઉશ્કેરનારજ છે. જેઓને કેફી પીણાની આદત નથી હોતી તેઓ કોઇ વેળા એ પીણું લે છે તો તેઓને માલમ પડે છે કે એ કેફી પીણું કેટલું નુકશાંનકારક અને મન શકિતને ફેરવી નાખનારૂ છે. પણ જેઓને કેફી પીણું હંમેશાં લેવાની આદત હોય છે તેઓને ઉપલી કીસમનું નુકશાન થવા છતાં તે નુકશાન તેમને માલમ પડતું નથી; એવીજ રીતે માંસ, મચ્છી, અને ઇંડાનો ખોરાક નુકશાંનકારક હોવા છતાં તેના દરરોજના ઉપયોગથી તેથી નિપજતાં નુકશાનકારક પરીણામ માટે માંસ ખાનારાંઓ અજાણ રહે છે.

દયા યાને રહેમદીલી, નમ્રતા અને અંતઃકરણની શુદ્ધતા અને સંપુર્ણ ભલાઇના સઘલા સદ્ગુણો ખીલવવાને પ્રાણીઓના લાગણીઓનો ખ્યાલ રાખી માંસ, મચ્છી, ઇડાં, વગેરેનો ખોરાક છોડી દેવો દરેક જરથોસ્તીને ઘટારત છે.

હવે આપણે એ માંસ વિગેરેનો ખોરાક આપણી મનશકિત ઉપર અને લાગણી અને જુસ્સાઓ ઉપર કેવી અસરો કરે છે તે પણ તપાસીએ.

કુલ પ્રાણી માત્રમાં લાગણી અને જુસ્સાઓ પુર બહારમાં પ્રગટી નીકલેલા હોય છે. એ તેઓની સ્વભાવીક ખાસીયતોની અસરો તેઓનાં શરીરમાં સમાયલી હોય છે. એવી અસરોવાળો ખોરાક લેવામાં આવે તો તે ખોરાક લેનારની લાગણી અને જુસ્સાઓને ઘણી પુષ્ટી મલે છે. જેઓ માંસ, મચ્છી અને ઇંડાનો ખોરાક લેવાનો ચાલુ

રાખીને પોતાને સુધારવાની કોશીશો કરે છે, તેઓની કોશીશો મોટે ભાગે વ્યર્થ જાય છે; કારણ કે એક તરફથી હલકી ખાસીયતોને નાબુદ કરવાને કોશીશો થાય અને બીજી તરફથી તે હલકી ખાસીઅતોને ઉશ્કેરનારો ખોરાક લેવાય, તે ગોયા આગના ભડકાંમાં એક તરફથી પાણી અને બીજી તરફથી તેલ નાખવા જેવું છે.

આ બાબદ ઉપર ઘણાંક લખાણો બહાર પડયાં છે, પણ તે ઉપર જાણીબુજીને ઘણાંકો અખાડા કરેછે. તેઓ એવાં લખાણો વાંચવાની તકલીફજ લેતાં નથી, યા તો વાંચ્યા છતાં તે ઉપર વિચાર કરવાની જરૂર જોતાં નથી. એવી રીતે જાણીબુજી અખાડા કરનારાંઓની મોટામાં મોટી દલીલ એ છે કે, આપણા ધર્મમાં માંસ નહીં ખાવાનું ફરમાંન છેજ નહીં. આ દલીલ લાવનારાઓને માટે આ સવાલ નમ્રતા સાથ પુછીશું કે, શું દયાહીણ થઇ પ્રાણીઓની લાગણીનો ખ્યાલ કર્યા વગર તેઓના માંસનો ખોરાક લેવાનું ફરમાંન આપણા કોઇ ધર્મ પુસ્તકોમાં આપેલું છે? અને માંસ વિગેરેનો ખોરાક નહીં લઇએ તો ગુનાહ લાગશે એવુ ફરમાંનગી આપણા કોઇ ધર્મ-પુસ્તકમાં છે?

આપણાં ધર્મ-પુસ્તકોમાં ઘણેક ઠેકાણે ગોસ્પંદોની પાસબાની અને ગોસ્પંદોની આબાદાની કરવાનાંજ ફરમાનો જોવામાં આવેછે; તથા ગોસ્પંદોને હલાક કરનાર અને કરાવનારને યા ગોસ્પંદોને કોઇપણ રીતે ઇજા દેનાર ઉપર પાક બેહેમન અમશાસ્પંદ, જે કુલ યઝદ-અમશાસ્પંદોમાં સોથી મોટો મરતબો ધરાવે છે, તેઓ આઝુરદેહ થાય છે; કારણ કે એ પાક અમશાસ્પંદની સરદારી તળે કુલ ગોસ્પંદો રહેલાં છે, અને ઇનશાનોનાં ભલાં મન

ઉપર પણ એજ અમશાસ્પંદની સરદારી છે. આવી રીતે; ભલું. મન, જે આપણી ભલી મિનોઇ શક્તિ છે, તેની ઉપર તેમજ ગેતીની ભલી પેદાયશ ગોસ્પંદો ઉપર એ બેહેમન અમશાસ્પંદનીજ સરદારી છે. એ દેખાડી આપે છે કે પાક બેહેમન અમશાસ્પંદને ખુશનુદ કરવાને માંસના મુરદાર ખોરાકથી પરહેજ રહેવું જોઇએ. આ બાબદના પુરાવા માટે **યજશ્ને, ગાથા,** અને બીજા અવસ્તામાંથી થોડાક ફકરાઓ ટાંકી તે ઉપર ધર્મના ફરમાનનું બાહાણું લાવનારાંઓનું ધ્યાન ખેંચીશું:

"જો કોઇ શખ્સ પ્રમાણીકપણા માટે ઉત્તમ સરદાર, નોકર ફરમાંનબરદાર (અહુરમજદનો) હોય અથવા ઉદ્યોગથી જો કોઇ ગોસ્પંદોની સંભાલ કરે તો તે, ઓ અહુર! સચ્ચાઇના અને ભલા-મનના ખેતરમાં વાસો કરે."

**યજશ્ને,** હા ૩૩, ફ. ૩.

ઉપલા ફકરા ઉપરથી માલમ પડે છે કે સચ્ચાઇ અને ભલાં મનની ખીલવણી માટે ઉદ્યોગથી ગોસ્પંદોની સંભાલ કરવી જોઇયે; તેમજ નિચલા ફકરા ઉપરથી માલમ પડે છે કે ગોસ્પંદોની જીંદગી ઉપર ત્રાપ મારનાર અષોઇથી ઉલટો જઇ ગુનાહને પાત્ર થાય છે:—

"જેઓ અષોઇની તથા ગોસ્પંદોને ખેતરો તથા દેશોમાં ફરવા દેવાની વિરૂદ્ધ હોય છે, તેમને બુરાઓ મદદ કરે છે (.બુરી દરૂજી શક્તિઓ તેમ કરવાને તેમને સુચવે છે). બુરી જુબાનવાળો તે માણસ પોતાના કામોથી નાશ પામશે; જે કોઇ, ઓ મજદ! તેનું (ઉપલા બુરાનું) બળ અથવા જીંદગી ખુંચવી લે છે તે ગોસ્પંદોનાં સંબંધે ડાહાપણને માર્ગે ચાલે છે."

**યજશ્ને,** હા ૪૯ ફ. ૪.

એક ધર્મચુસ્ત તરીકેની કબુલાત આપતાં નીચલા ફકરામાં આપણ કેવા સોગંદ લઇયે છીયે :—

"હું આ ભેટો (પોતાનું સર્વસ્વ) અર્પણ કરીશ કે જેથી તેઓ (મિનો યજદો) આવીને રહે કે જેઓથી આ જમીન ઉપર ગોસ્પંદો ગુજરાન કરી શકે છે. (મિનો યજદો) તરફ હાથ ઉંચા કરી કરેલી પવિત્ર બંદગીથી હું એવા સોગંદ લેવા ઇચ્છું છું કે મારા શરીરના પ્યારને ખાતર કે મારા જાનના પ્યારને ખાતરબી હવેથી હું મજદયસ્નોનાં મોહલ્લામાં નાશ કે નુકશાન લાવીશ નહીં."

યજશ્ને, હા ૧૨, ફ. ૩.

આ નાશ અને નુકશાન ગોસ્પંદોની આબાદીની ઘટાડવાથી બહાર અને અંત્તરમાં જે નાશ અને નુકશાન થાય છે તે પણ સમજવું જોઇએ. ગોસ્પંદો આપણે માટે જીવવા ઇચ્છે છે અને ફરિયાદ ઉઠાવે છે કે હમારા માંસથી નહીં પણ દુધથી દીનના ફરમાંનો પ્રમાણે અમલ કરનારાંઓએ તૃપ્તી કરવી રવા છે. તે કોણ જાહેર કરશે? આ બાએ નિચલા ફકરા ઉપરથી આપણ એજ સાર ઉઠાવી શકીએ છીયે કે ગોસ્પંદોની ફરિયાદ મુજબ પાક પરવરદેગારે સત્ત જરથોસ્ત સાહેબ મારફતે આપણને ગોસ્પંદોનાં માંસથી નહીં પણ દુધથી તૃપ્તી કરવાને ખાસ ફરમાંન મોકલ્યું છે:.

"આ જગોએ દુનિયાના જોહરને અને બનાવનારને, હમારાં તેમજ પશુઓના રવાનોને હમો યાદ કરીયે છીયે; જે આપણે માટે જીવવા ઇચ્છે છે, જેઓને માટે તેઓ તથા તેઓને માટે જેઓ છે."

મોટી હસન યશ્ત, કરદો ૫.

ગોસ્પંદોનાં રવાને અહુરમજ્દને જ્યારે પુછ્યું કે દીનના ફરમાંન મુજબ અમલ કરનારાઓને માટે (માંસ નહીં પણ) દુધ તેં પેદા કીધું છે. એ હેવાલ માણસ જાત આગલ જાહેર કરી શકે એવાં ભલાં મનનો કોઇ માણુસ તારી પાસે છે? ત્યારે

(અહુરમજ્દ બોલ્યા) "મારી પાસે આ અષો જરથુસ્ત્ર છે; એણે એકલાએજ હમારાં ફરમાંનો સાંભળ્યાં છે. હમારાં બુલંદ અને મેહેરબાની ભરેલાં કામો તે જાહેર કરવા ચાહે છે. માટે તેને હું બોલવામાં ચાલાક કરીશ."

**અહુનવદ ગાથા,** હા ૨૯, ફ. ૭-૮

"ઓ મજ્દ! સૌ કોઇ (તરફના) મારાં કામો અષોઇને અનુસરતાં થાય. અને વળી તારી ભલી બુદ્ધી માંગું છું કે તેથી કરીને ગોસ્પંદોનાં રવાનોને હું ખુશી કરૂં."

**અહુનવદ ગાથા,** હા ૨૮, ફ. ૨

"ગોસ્પંદોને કૌવત, ગોસ્પંદોને નમસ્કાર,
ગોસ્પંદોને નેક સખુન; ગોસ્પંદોને ફતેહ ફિરોજ;
ગોસ્પંદોને વસ્ત્ર; ગોસ્પંદોની ચાકરી (કરીએ.)"

**બેહેરામ યશ્ત,** કરદો ૨૦.

ઉપલા ફકરાઓ ઉપરથી ખુલ્લાં ફરમાંન મલે છે કે ગોસ્પંદોની હરએક રીતે સંભાલ લેવી અને ચાકરી કરવી અને તેના બદલામાં તેઓથી દુધ મેલવી તૃપ્ત થવું.

દાદાર અહુરમજ્દ સત્ત જરથુસ્ત્રને તમામ પ્રાણી મંડળ તરફ કેવી રીતે વર્તવું તે બાબે શું કહે છે તે નીચલા ફકરા ઉપરથી આપણ જાણી શકીશું:

"તમામ ગૉસ્પંદોને, પાણીમાં રહેનાર તમામ પ્રાણીઓને, ઉડનારા તમામ પ્રાણીઓને, જંગલમાં છુટાં ફરનારાં તમામ પ્રાણીઓને, તથા ખરીવાળા તમામ પ્રાણીઓને આરાધવાના આ સખુનોને જીવ જવાની છેલી પળે તું ભણજે, ઓ જરથુસ્ત્ર! જીવ જવાની છેલી પળે જે તું એ સખુનોને ભણશે તો તારાં રવાનને હું દોજખથી દુર રાખીશ."

**યજશ્ને, હા ૭૧, ફ. ૭.**

ઉપલા ફકરા ઉપરથી માલમ પડે છે કે તમામ પ્રાણી મંડળ આપણી આરાધનાને લાયક છે, અને વળી તે છેલી ઘડી સુધી પણ તેઓની આરાધના એવી રીતે કરવી જોઇએ; પણ આપણી હૈયાતીના વખતમાં તેઓ સાથે રહેમ દીલીથી વર્તવાની પરવાહ નહીં રાખી હોય તો તેને માટે છેલી ઘડીએ આરાધના થઇ શકનાર નથી.

ઉપલા પુરાવાઓ ઉપરાંત એ બાબે બીજા ઘણા પુરાવા મલી શકશે. હાલમાં પણ બેહેમન અમશાસ્પંદને ખુશનુદ કરવા માટે બહમન મહીનામાં માંસના ખોરાકથી પરહેજ રહેવાનો રેવાજ ખુલ્લી રીતે જાએજ છે. એ એક બચી ગયલી સાહદત ઉપરથી લાંબો દરિયાફ્ત કરવામાં આવતો નથી કે જો માંસના ખોરાકથી દુર રહી સાત્વિક ખોરાકે બાહમન અમશાસ્પંદને રાજી રાખી શકાય છે તો તેમ એકજ મહિનો રાજી કરી બીજા અગીઆર મહિના શું કામ નારાજ કરીએ? કાંય નહીં બીજા અગીઆર મહિના પણ એ શ્રેષ્ટ અમશાસ્પંદને રાજી રાખી ભલાં મનનું કૌવત મેલવીએ? આવો દરિયાફ્ત કરવાનો તો રહો, પણ ખુલી રસમ

અને ખુલ્લાં ફરમાંનો મુજબ બહમન મહિનામાં ઘટીક માંસના ખોરાકથી પરહેજ રહેવાને જરથોસ્તીઓનો મોટો ભાગ અખાડા કરેછે એ બહુજ ખેદયુક્ત અને ધર્મના ફરમાંન તરફ બેપરવાઇ તથા સુસ્તી દેખાડનારી બીના છે.

તરકારી નહીં મલવાનું યા ગોસ્ત વગરનું ખાણું નહીં પસંદ પડવાનું બાહાનું ધર્મની મોતેબર જાલવણી માટે અને તેના બુલંદ ફરમાન પ્રમાણે ચાલવાના પ્રસંગે લાવવું બહુજ અવટીત છે. વધુ અફસોસ ભર્યું તો એ છે કે કેટલાકો પોતે જીભની તુચ્છ તૃષ્ણા તોડી નથી શકતા, એટલુંજ નહીં, પણ એ બાબદ ઉપર પુરતો વિચાર કરી માંસ વિગેરે નુકશાંનકારક ખોરાકથી જેઓ પરહેજ રહ્યા છે તેઓને બહુજ હેરાન કરે છે, યાતો તેઓની મશકેરી કરે છે!

આગલા જમાનાનાં જંગલી માણસો એકમેકને રેંહેસીને ખાઇ જતા હતા અને હાલમાં પણ જંગલી મુલકોના જંગલી લોકો માણસખાઉ છે તે આપણ જાણીએ છીયે. આપણી સુધરેલી સમજશક્તિથી તે જંગલી રસમ આપણને પસંદ પડતી નથી તેથી આપણે તેવી રીત અખત્યાર કરી શકતાં નથી. તેજ પ્રમાણે જેઓમાં પ્રાણીઓ તરફની દયાનો સોહલો ઉઠયો હોય તેઓ પ્રાણી માત્રની લાગણીનું હીત હૈડે ધરી માંસ, મછી, ઇંડાં વગેરેનો ખોરાક લેવાનું છોડી દે તો તેમાં માંસહારીઓએ મશકેરી કરવાનું શું છે? જેમ માણસોને રેંહેસી ખાવાનો રીવાજ આપણ સઘળાંને ઘાતકી માલમ પડેછે તેમ દયામાં વધુ આગલ વધેલાં અને વધુ ઉંચી ધનશાંન્યતની ખીલવણી કરનારાંઓ કુલ પ્રાણીઓની લાગણીનો

ખ્યાલ રાખી ગરીબ પશુ પ્રાણીઓને ગુહ્યભેદક વેદનામાં રેંહેસી ખાવાનું નહીં પસંદ કરે અને એ ઘાતકી રસમને છોડી દે તો તેમાં ખોટુ શું છે?

**બુન્દેહેશ** નામની આપણી કેતાબમાં લખેલું છે કે એવો એક વખત આવશે કે ઇનશાનો પશુ પ્રાણીઓનું માંસ ખાવું છોડી દેશે, અને ભાજી તરકારી ઉપર રહેશે; ત્યાર પછી તે પણ મુકી દેશે અને મિનોઇ ખોરાક અને મિનોઇ શક્તિ ઉપર રહેશે. આ સુધારો ઇનશાંનના પ્રગટીકરણ સાથે સંબંધ રાખે છે, અને તે બનાવ સાથે વધુ અને વધુ સ્વચ્છ ખોરાકને કેટલો નિકટ સંબંધ છે તે દર્શાવે છે. તે સુચના કરે છે કે ઉંચી અને ઉંચી ઇનશાન્યત માટે વધુ અને વધુ નિર્મળ ખોરાકની જરૂર છે; અને એ પ્રમાણે ખોરાકની નિર્મળતા વધારવી કાંઇ નહીં બને તેવું નથી. જેમ માણસોને રેંહેંસી ખાવાની રીત આપણામાંથી નીકલી ગઇ છે તેમ પ્રાણીમાત્રને રેંહેસી ખાવાની રીત પણ નીકલી જવી જોઇયે.*

દુર્ગુણોને નાબુદ કરવા માટે સ્વચ્છ ખોરાકની અગત્ય આપણે જોઇ આવ્વાં છીએ. પણ એ માટે આટલું જરૂર યાદ રાખવું જોઇએ કે માંસ વિગેરે છોડી દેવામાં પોતાની મેળેજ સદ્ગુણોની ખીલવણી થઇ દુર્ગુણો નાબુદ થતા નથી; પણ એ માટે આગળ

---

* માંસ ખાવાના નુકશાન માટે વધુ બાબદ તપાસવી હોય તો જુઓ, "મરણ પછી માણસની હાલત" તથા "જરથોસ્તીઓને માંસ ખાવાની મનાઇ."

વર્ણવ્યા મુજબ કોશીશ કરવા સાથ જો સ્વચ્છ ખોરાક લેવામાં આવે તોજ ફાયદો થઇ શકે છે. ખોરાકની પરહેજી નહીં રાખવાથી કોશીશ વ્યર્થ જાયછે તેમજ ખોરાકની પરહેજી રાખવા છતાં કોશીશોની બેપરવાહીથી સ્વચ્છ ખોરાક જોઇએ તેવો ફાયદો કરી શકતો નથી. જેમકે ગરીબ વર્ણના લોકો માંસ, મચ્છી, ઇંડાં વગેરે ખાતાં નથી, તોપણ તેઓ કાંઇ સદ્દગુણોમાં પુર્ણ બની જતાં નથી. તેમજ જેઓ ધાર્મીક ફરમાનને અનુસરીને માંસ વિગેરે ખાતા નથી, તેઓ પણ જોઇએ તેમ સદ્દગુણો ખીલવી શકતાં નથી. આપણને તો ધાર્મીક ફરમાંન મુજબ આપણા ગ્નનને કેળવવા માટે કોશીશો ચાલુ રાખી તે કોશીશોને ટેકો આપવાને માટે અને કુલ પ્રાણીમાત્ર તરફ પુર્ણ દયા ધરાવનારાં થવાને માટે સાત્વિક ખોરાકની જરૂર છે.

પોતાને સુધારવાની કોશીશ અને સાત્વિક ખોરાક એ બેઉ સાધનો આપણી બુરી ખાસીઅતો યાને બદીઓને નાબુદ કરવાને હાથ કરી, આપણા સત્ત જરથોસ્તે આપેલાં ફરમાંન મુજબ સ્પેન્તો-મૈન્યુશની ફત્તેહ અને અંગ્રેમૈન્યુશ ની હારમાં મશગુલ થવાનું છે.

આપણા મહાન રાહબરે સ્પેનામીનો અને ગનામીનોની જે "જોડ" જાહેર કીધી છે, તે જોડ આપણામાં રહેલી ભલાઇ અને અશોઇ વધારનારી એક શકિત સ્પેનામીનો છે, અને બીજી બુરાઇ, નાપાકી તરફ ખેંચતી શકિત ગનામીનો છે. આપણા સત્ત રાહબર જરથોસ્તે એ જોડ જાહેર કરી જણાવ્યું છે કે સ્પેનામીનો અને ગનામીનોની હમેશાં યુદ્ધ યાને લડાઇ થયા કરે છે, પણ આખર ફત્તેહ સ્પેનામીનોનીજ થશે

અને ગનાહીનો હંમેશ સુધીનો નાબુદ થશે. આનો ભાવાર્થ એ છે કે ઇનશાનની ભલાઇ તરફ ખેંચનારી ભલી શકિતને બુરાઇ તરફ ખેંચનારી બુરી શક્તિ સાથે હંમેશાં યુદ્ધ થાય છે, અને જેઓ પોતાને સુધારી શુદ્ધ થવાને મંડયા છે, તેઓની ચાલુ ખંતીલી કોશીશથી તેઓમાંથી સર્વે બદીઓ નીકળી જશે અને તેઓ એવાં સદ્દગુણી થશે કે તેઓ ઉપર બીજા કોઇની બુરાઇની અસર થશે નહીં, યાને બીજાંઓની બુરી ધ્વનીઓ તેઓમાં આમેજ થઇ શકશે નહીં. જેમ એક બખ્તર પેહેરેલા માણસને તલવાર વિગેરે હથિયાર ઇજા કરી શકતાં નથી, તેમજ પુર્ણ સદ્દગુણી શખ્સોમાં કોઇબી બદી આમેજ થઇ શકતી નથી; તેથી કોઇબી રીતનું નુકશાન તેને પોંહોંચી શકતું નથી.

## ખુદીનો ત્યાગ—ખાકસારી.

જ્યાં સુધી ઇનશાનમાંથી ખાકી ખુદી જતી નથી અને ખાકસારીની નમ્રતા આવતી નથી, ત્યાં સુધી સંપુર્ણતાની ટોંચે પોંહોચાતું નથી. જે જે નેકી હાંસલ કીધેલી હોય છે તે પણ ખુદીના ગર્વીષ્ટ અહંકારથી ઢંકાઇ જાય છે. જેમ એક રોશન રોજ સીહા વાંદળાંથી ઝાંખો થઇ જાય છે, તેમ ખુદીનાં અહંકારી વાદળાંથી ખીલવેલા સદ્દગુણોનો પ્રકાશ ઝાંખો પડી જાય છે. તેથી સંપુર્ણ અશોઇ માટે દરેક સદ્દગુણની ખીલવણી કરવા સાથ ખુદીનો ત્યાગ કરી ખાકસારી અખત્યાર કરવી જોઇયે; કારણ કે એ વગર બીજું સર્વે ઝાંખું પડી જાય છે. અભિમાન ઇનશાંનને ખોતું ખવરાવે છે. હું પુર્ણ થયો એવું જુઠું અભિમાન સદ્દગુણોની પુરેપુરી ખીલવણી થવા દેતું નથી.

ખાકસારી માટે આપણને જાણવું જોઇયે કે આ ફાની નાશવંત શરીર જેને આપણે "હું" સમજી લીધું છે, તે ખરેજ ખાકમા મલવાને માટે સરજાયલું છે. અને એ નાચીઝ ખાકમાં એવી કોઇબી શક્તિ નથી કે તે મન અથવા રવાનની મરજી વગર એક કદમબી ઉંચકી શકે. જેમ સર્વે શક્તિવાન સાહેબની અદ્ભુત શક્તિથી કુલ સૃષ્ટિમાં ફેરબદલી અને કુલ જાતોમાં વૃદ્ધિઓ થઇ રહી છે, તેમ આપણ સઘળાં મનુષ્ય જાતીના અગણીત શરીરો મન અથવા રવાનનાં ફક્ત હથિયાર છે. જેમ એક કાબેલ સોની યા ઝવેરી હથિયાર વડે તરેહ તરેહના ઉત્તમ દાગીના બનાવે છે, પણ તેથી કાંઇ એમ નથી ઠરતું કે એ બધું પેલાં હથિયારોએજ પોતાની મેળે બનાવ્યું છે—જ્યાં સુધી એક કાબેલ કારીગર પોતાની કાબેલ્યતથી તે હથિયારો ઉપ્યોગમાં લેતો નથી ત્યાં સુધી તે હથિયારો કાંઇ પણ બજાવી શકતાં નથી—તેમજ આપણ સર્વેના ફાની શરીરો માત્ર ભિત્તરના ખરા માણસનાં હથિયારોજ છે.

તે સર્વ શક્તિવાન સાહેબે આપણા શરીરમાં પોતાનો અંશ—આતમા અથવા ફરોહર—મુકી તે સાથ કાંઇક કીસમની અકલના ગોહર અને મન અને બુદ્ધીની સરફરાજી મુકી ભલી આતમીક વૃદ્ધિને માટે પેગમ્બર અને મહાન અષો નરો મારફતે રસ્તો ખુલો કરી દેખાડયો છે. તે ખુલા થયલા માર્ગ ઉપર જતાં, યાને ધાર્મીક ફરમાન મુજબ અષોઇના તરીકાઓ જાલવતાં, જો એવી ગુમરાહી થાય કે એ બધુ "હુંજ" (યાને આ ફાની શરીરજ) કરૂં છું, તો નાપાક હેરેમંદી (નાશવંતી ખાકની ખુદી) નું

જોર વધ્યાથી અહુરમજદી અંશ જે આપણો પવિત્ર આત્મા યાને ફરોહર છે તેને ભુલી જઇ નિચલા ગારોમાં ફરીથી પડવું પડેછે. માટે આપણી દરેક ઉન્નતી યાને મિનોઇ વૃદ્ધિ માટે અહુરમજદની શુક્રગુજારી કરી તેનોજ અંશ જે આપણામાં છે તેનું ધ્યાન ધરી વધુ અને વધુ નમ્ર થઇ રહેવું જોઇયે. આપણાજ લાભો શોધતા રહેવું નહીં, કારણ કે તેણી મોટી "ખુદી" ભરેલુંજ છે. આપણાં એકલપેટાપણા કરતાં કુલ મનુષ્ય જાતના લાભો માટે જેટલું બની શકે તેટલું પુરતી કોશીશે કરવું જોઇયે.

પૈસા સંબંધી તંગદસ્તી ધરાવતો એક ઘણોજ મુફલેસ નર પોતાના શુદ્ધ વિચારે (મનુષ્યનાં ભલાં માટે સારા વિચાર કરતો રહેવાથી) મનુષ્ય જાતને ફાયદો પોંહોચાડી શકે છે. એ પ્રમાણે આપણા વિચારોને આપણા એકલાંના લાભો તરફ નહીં દોરવતાં કુલ મનુષ્ય જાતના અને કોમના ભલાં અર્થે રોકવા જોઇએ.

પોતે પોતાને આપી દેનારો, પોતાને માટે કશું નહીં ઇચ્છનારો, ખરો સુખી છે; પણ એક એકલપેટો બીજાંના સુખથી હંમેશાં જલતો અને દુઃખી થતો રહે છે. વળી બીજાંઓના સુખમાં પોતાને સુખી સમજનારો દરેકનાં સુખે આનંદી રહે છે, અને બીજાઓનાં દુઃખ જોઇને દયાથી ભરપુર થઇ જાય છે. **ઉશ્તવદ ગાથાનો** એક ફકરો સુચવે છે કે "સુખ તેને કે જેનાથી સુખ સર્વેને." નીચલી દુવા ગુજારી આ બાબદ આપણે પુરી કરીએ :

**"વઇનીત અહી' નમાને સ્ત્રઓષો અસ્ત્રુશતીમ; આખ્તિશ અનાખ્તીમ; રાઇતીશ અરાઇતીમ; આર્મઇતીશ**

**તરોમદઇતિમ; અરશુખધો વાક્ષ મિથઓખ્તેમ વાચીમ અષ ધ્રુજેમ."**

"આ ઘરમાં (શરીરમાં) તાબેદારી હઠીલાઇ ઉપર; સુલેહ તોફાન ઉપર; ઉદારતા કંજુસાઈ ઉપર; ડાહાપણ અભીમાન ઉપર; સચ્ચાઇ જુઠાઇ ઉપર ફત્તેહ મેલવે."

**આફ્રીગાને દહમાન, યજશ્ને,** હા ૬૦, ફ. ૫.



# પ્રકરણ ૫ મું.

## અષોઇનું સાધન—સંતોષ.

**દક્ષત ઉશ્યા તુષ્ના મૈતીશ વહિશતા.**

"સંતોષી જીવ સર્વેથી સંપુર્ણ છે."

**યજશ્ને,** હા ૪૨, ફ. ૧૫.

મનને માટે સંપુર્ણ અષોઇની જાલવણીનું અમુલ્ય સાધન સંતોષ છે. સંતોષ એ એવાં અમૃતનો ઝરો છે કે જે પીવાથી બધી બળા દફે થાય છે. સંતોષી રહેવાથી ઘણી આસાની સાથ સેનાગીથી અષોઇના કાનુનો પાળી શકાય છે. કારણ કે એક ખરૂં સંતોષી માણસ દુઃખમાં મુંજાતું નથી; સુખમાં છલકાતું નથી; મુશકેલીમાં ગભરાતું નથી; અને આસાનીમાં મલકાતું નથી. તે તો હરએક હાલતમાં, હરએક પ્રસંગમાં, એકસાન સમતોલ રહી સંતોષી રહે છે. સંપુર્ણ અષોઇની તમામ બારીકીઓ જાલવવાને માટે દર-એક જરથોસ્તીને આવો અમુલ્ય સંતોષ મેલવવાની કોશીશ જરૂરની છે; પણ ખુદાશનાસીના કેટલાંક જ્ઞાન વગર એ અમૃત સંપાદન કરવાની કોશીશો ઘણી બ્યર્થ જાય છે. હરએક બાબદ તેની તરતીબ યાને જ્ઞાન વગર બજાવવી બેહદ મુશકેલ લાગે છે અને તેથી ઘણીક વેળા નાશીપાસ થવું પડે છે. તેથી સંતોષી થવા માટે પાંચ બાબદો આપણે જાણવી જોઇયે: પેહલી, કરણીનો કાયદો; બીજી, ઇચ્છા—વાસનાનો નાશ કરવાની તરતીબ; ત્રીજી, પ્રગટીકરણ; ચોથી, સહનસીલતા; અને પાંચમી, નિરલીપ્તા.

## કરણીનો કાયદો.

આ પાંચમાં પેહેલી જે "કરણીનો કાયદો" છે તે હાથ ધરીએ. આપણ જોઇએ છીએ કે કુલ જગત એક નિયમીત કાયદાથી ચાલી રહેલું છે; સહવાર પછી બપોર, બપોર પછી સાંજ, સાંજ પછી રાત, એમ અનુક્રમે ચાલ્યુંજ જાય છે. ચંદ્રમાની વધઘટ, દરેક મોસમ ઉપરની દરેક તાસીરો, પોતપોતાની નિયમીત ગતીથી પસાર થાય છે. એ બધી ગતીનો લાભ અને આરામ દરેક કોમના લોકોને એકસરખી રીતેજ મલે છે. એજ પ્રમાણે કર્મ યાને કરણીનો મહાન કાયદાથી દરેક જણને એક સરખોજ (જાત ન્યાતના તફાવત વગર) લાગુ પડે છે. એકજ કિસમના ભલા યા બુરા વિચાર, વચન કે કામોનું પરિણામ, તે વિચારનાર, બોલનાર યા કરનાર જરથોસ્તી હોય, મુસલમાન હોય, ખ્રીસ્તી હોય કે હિન્દુ હોય, તે સર્વેને એકજ રીતે લાગુ પડે છે. તેમાં જાત ન્યાતના તફાવતે સહેજબી વધઘટ થતી નથી.

કર્મનો કાયદો જાણવા માટે મનુષ્યનું બંધારણ જાણવું જોઇએ. ખુદાશનાસીના અનુભવી જ્ઞાનથી જાહેર થાય છે કે આ બાકી દુનિયાં (ગેતી) સાત તત્વના મિશ્રણ યાને જુમખા જેવી છે. આપણી દુનિયાં સાત તત્વની હોવાથી આપણાં ધર્મપુસ્તકોમાં એને હફતકેશ્વર એટલે સાતવડી દુનિયાં કહેલી છે. એજ પ્રમાણે મનુષ્યો પણ સાત તત્વના બનેલાં છે. મનુષ્યનાં આ સાત તત્વો નીચે પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| આત્મા | ...આત્મીક ભુવન ... | ... ફ્રેરોહર. |
| બુદ્ધિ ... <br> મનસ ... | માનસીક ભુવન ... | ... બઓધાંગ. <br> ઉર્વાન |
| કામ ... <br> પ્રાણ ... <br> છાયા શરીર. | ઍસ્ત્રલ ભુવન ... | ... તેવિષી. <br> ઉસ્તાંન. <br> કેહેરપમ. |
| ખાકી શરીર | ...ખાકી ભુવન ... | ... તનવસ. |

દુનિયામાં ફેલાઇ રહેલાં તત્વો અને મનુષ્યોના તત્વો જુદાં જુદાં ભુવનોમાં મળેલાં છે; જેમાંથી હાલની મનુષ્ય જાતીનો મોટો ભાગ નિચલાં ત્રણ ભુવન ઉપર કામ કરે છે, જે સ્થુલ (ખાકી) ભુવન, કામ (ઍસ્ત્રલ) ભુવન, અને માનસીક ભુવન છે.

વિચાર યાને મનશક્તિ માનસીક ભુવન ઉપર કામ કરે છે.

ઇચ્છા, લાગણી અને જુસ્સાઓ કામ ( ઍસ્ત્રલ ) ભુવન ઉપર કામ કરે છે.

વિચાર અને ઇચ્છાની એકઠી અસલી શક્તિઓ સ્થાપન થઇ ખાકી ભુવન ઉપર કામ કરે છે—જેને આપણ કર્મ અથવા કરણી કહીએ છીએ.

એ પ્રમાણે વિચાર કરતાં, ઇચ્છા કરતાં, અને કામો કરતાં આપણું ભાન પોતપોતાને અનુસરતાં ભુવન ઉપર ક્રિયા કરે છે.

કાઇબી કામ કરતાં આપણ ફકત ખાકી ભુવન ઉપર કામ કરતાં નથી; પણ માનસીક અને ઍસ્ત્રલ યાને કામ ભુવન ઉપર પણ કામ કરીએ છીએ.

કામકાજ કરવાની પેહેલ્લાં તે કરવાનો વિચાર કરવાથી માનસીક ભુવન ઉપર કામ કરી તેને અમલમાં મુકવાની ઇચ્છાએ કામ ભુવન ઉપર કામ કરી એ બેઉ એકઠી શકિતએ ખાકી ભુવન ઉપર કામ કરીએ છીએ. આ ક્રિયા બહુ ઝડપે થતી હોવાથી ખ્યાલમાં આવી શકતી નથી.

વિચાર, ઇચ્છા અને કામોનાં રૂપો પોતપોતાના ભુવન ઉપર રચાતાં જાય છે. આગલા જન્મોમાં એવા રીતે રચી એકઠાં કીધેલાં રૂપોને **સંચીત કર્મ** કહેવામાં આવે છે. એ સંચીત કર્મના જથામાંથી અમુક જન્મમાં મુકરર થયલા હીસ્સાને **પ્રારબ્ધ** કહેવામાં આવે છે. એ પ્રારબ્ધ યાને નશીબને અનુસરતા ચોક્કસ સંજોગો વચ્ચે, ચોકસ સમાગમો વચ્ચે તથા ચોકસ ઘડીએ ચોક્કસ ગ્રહના ચક્રમાં જન્મ મલે છે. આપણ આગલા જન્મોમાં જેવું સંચીત કર્મ જમા કરી આવ્યાં હોઇએ તેને અનુસરતી તમામ હાલતો, સંજોગો, અને સમાગમો આપણને મલે છે; અને હાલની હૈયાતીમાં વળી જે જે વિચારો, ઇચ્છાઓ, અને કાર્યો થશે તે આવતી જીંદગી માટે સંચીત કર્મ તરીકે જમા થશે. હાલની હૈયાતીમાં કાર્યો કરતાં, વિચાર, ધારણા યાને નેમ અને ઇચ્છાથી જે જે રૂપો એકઠાં થાય છે તેને **ક્રિયામાન** કહેવામાં આવે છે.

આ ક્રિયામાન કર્મ સંચીત કર્મમાં જઇ મલશે અને તેને અનુસરતી આપણી હાલત અને પ્રારબ્ધ આવતી જીંદગી માટે રચાશે. આ રીતે આગલા જન્મોમાં આપણે જે જે ભલું ભુડું કરી આવ્યાં છૈયે તેજ આપણને મલે છે. તે સર્વ શકિત-

યાન સાહેબે બારીકી ભરેલા અદલ ઇનસાફથી આ મહાન કાયદો કુલ જગત માટે રચ્યો છે, જેમાં વિચાર, વચન અને કામોનો સહેજપી બદલો બાકી રહી જતો નથી; અને તે દયાલુ બાપે સઘળાંને સંપુર્ણ અષો થવા માટેની ઘણી ઘણી તકો, સાધનો, અને સંજોગોની સાંકળો એ મહાન કાયદામાં રાખી છે. આ મહાન કાયદાનું જ્યારે પુરતું જ્ઞાન મેલવાય છે ત્યારે જે સંતોષ, સબુરી અને ધડો મલે છે તે બીજી ગમે તેવી ફીલસુફીથી મલી શકતાં નથી.

## પુનર્જન્મ.

કરણીના કાયદામાં ખાસ અગત બીજો ભવ યાને પુનર્જન્મ જાણવાની છે. પણ ઘણા ખરા જરથોસ્તીઓ આપણા ધર્મમાં પુનર્જન્મ નથી એમ માની એ ઉત્તમ સિદ્ધાંત યાને પુરાવો સ્વિકારતા નથી; તેથી ખુદાઇ ઇનસાફની બારીકી, અદલ ન્યાય, તે રેહેમી બાપની રહેમદીલીના ખુલાસાથી અંજાણ રહી કોઈ દુઃખના પ્રસંગમાં દુઃખનુ મૂળ અને કારણ શું છે તેના અજ્ઞાન-પણામા બેહદ ગભરાટ અને સંતાપથી દુઃખી થાય છે; અને વળી કેટલાકો તો ખુદાના ઇનસાફ માટે પણ ખલભલાટ કરી મુકે છે. આવી રીતની નાસબુરીથી ખુદાના ઇનસાફને બદનામ કરી દુઃખી બનવાનું આપણા ધર્મના તરીકાથી તદન ઉલટું હોવા છતાં, તે છોડી દેવાને બદલે, એક ઉત્તમ સિદ્ધાંત કાંઇબી તેહેકીક વગર મુકી બેસવામાંજ કેટલાક જરથોસ્તીઓ ડાહાપણ સમજે છે; પણ તે અક્કલપસંદ નથી.

ખુદા તરફ ઇનશાંનની ફરજો અને જીંદગીની નેમ શી છે તે દરેક ધર્મ શીખવે છે; તેથી દરેક ધર્મને આપણા પવિત્ર ધર્મ જેટલોજ વજનદાર અને સત્ય માની કોઇબી ધર્મમાંથી સચ્ચાઇ અને જ્ઞાન મેલવવું ખોટું નથી. બીજા ધર્મો તરફ તાસુબી અને સુગ ધરાવવી તે એકીનદારી નથી, પણ તે એકલપેટાઈ, જુદાઇ અને આપવડાઇ વધારે છે; યાતો તે જુદા જુદા ધર્મોનો મોકલાવનાર એક ખુદા નહીં પણ જુદા જુદા હોય એમ માનવાની ગંભીર ભુલ જાહેર કરે છે.

આપણો પવિત્ર ધર્મ સંતોષી રહેવાને સુચવે છે. અવસ્તા શીખવે છે કે "સંતોષી જીવ સર્વેથી સંપૂર્ણ છે," પણ એટલા ટુંક વાકયમાં સંતોષ માટેના સાધનો મેલવી શકાતાં નથી; તેથી દુઃખ. મુસીબત વિગેરે આફતો પ્રસંગે સંતોષી રહેવું એ કાનુન અને સુચના પ્રમાણે અમલ થઇ શકતો નથી. પુનર્જન્મનું સિદ્ધાંત સંતોષ મેળવવામાં મદદ કરે છે.

આપણા ધર્મમાં પુનર્જન્મ નથી એ હઠ લેનારાંઓએ પેહેલાં તો એજ ખ્યાલ કરવો જોઇએ કે, આપણા ધર્મ પુસ્તકોમાંનો ઘણોજ થોડો હિસ્સો આપણી પાસે મોજુદ છે, બાકીનો મોટો ભાગ તો ગુમ થયો છે. પાક જરથુસ્ત્ર સાહેબનાં એકવીસ નુસ્કોમાંનાં ફકત થોડાંજ નુસ્કો રહી ગયલાં છે, અને તેમાં ઘણીક બાબદના ફકત ઇસારાઓ આપણને મળી આવે છે, પણ તેમનો તુલોતવીલ ખુલાસો જોવામાં આવતો નથી; ત્યારે શું આપણા સત્ત રાહબરે ફકત ઇસારાઓથીજ આપણે પુરૂં શિક્ષણ મેલવી લઇશું એવું વિચાર્યું હશે? પેલાં એકવીસ નુસ્કોમાંના

ઘણાંક ગુમ થયાં છે તે ઉપર ધ્યાન પોહોચાડતાં આનો જવાબ ખુલ્સો માલમ પડે છે કે આપણા સત્ત રાહબર ખાલી ઇસારાથી આપણને ગુંચવાડામાં નાખી ગયા નથી, પણ તેઓએ તો દરેક ઇસારાના ખુલાસાઓ પણ કીધેલા હોવા જોઇએ. કોઇ વળી એવો સવાલ ઉઠાવે છે કે તે નુસ્કોમાં પુનર્જન્મ જણાવેલો હશેજ એમ કેમ મનાય? આ સવાલના જવાબ માટે ખુદાના અપક્ષપાત ઇનસાફ તરફ અક્કલના ગોહરે નિગાહ કરવી જોઇએ કે, જે ઇનસાફી બાપે બીજા માણસો માટે પુનર્જન્મ મુકરર કરી જરથોસ્તીઓને માટે તેનો બાધ નહી રાખ્યો હોય, તો તે પિતા પક્ષપાત માલમ પડે: પણ તે અદલ ઇનસાફીના રાજ્યમાં કશો પક્ષપાત તો છેજ નહીં, તેને સર્વે ધર્મો સરખાજ છે; કારણ કે સર્વે ધર્મો જુદા જુદા વખત અને ઠેકાણાંએ કરીને જુદા જુદા અશો નરોથી તે એકજ શકિતવાન સાહેબના મોકલેલા છે. દરેક ધર્મની બહારજ રાહરસમોમાં વધતો ઓછો તફાવત છે, પણ બાતેનમાં મૂળ અને પવિત્રાઇના કાયદાઓ તો એકજ છે. જુદા જુદા વખતની જુદી જુદી સમજ અને આચાર વિચારના લોકોથી કરીને બહારની રાહરસમોમાં ફરક જોવામાં આવે છે.

ત્યારે ગુમ થયલાં નુસ્કોમાં પુનર્જન્મ વિષે કશું નહીંજ હશે એમ જાણ્યા વગર કાંય માની લેવું જોઇએ? સાહેદ હોયબી, યા સાહેદ નહીંબી હોય, ત્યારે માનવું કયું? એ ગુંચવાડા માટે એ બેઉ કલ્પનામાંથી કોણને અનુસાર ચાલવાથી નુકશાન, નાસબરી, અને ઇશ્વરી ઇનસાફ માટે અસંતોષ થાય છે, અને કોણને અનુસાર ચાલવાથી ફાયદા, સંતોષ, સબુરી અને ખુદાઇ અદલ

ઇનસાફ ઉપર બેહદ શુક્રગુજારી અને આફ્રીનો થઇ શકશે, તે તપાસવું જોઇએ.

ધારો કે આપણે અનેક જન્મો સ્વિકારતાં નથી અને એમ માનીએ છીએ કે આપણ સર્વેનો આ જન્મ પેહેલ્લોજ અને છેલ્લોજ છે; તો એક ગુંચવાડો ઉભો થાય છે કે, જ્યારે આપણ સર્વેનો આ પહેલ્લોજ જન્મ છે તો આપણ સઘળાં નિર્દોષ હોવાં જોઇએ. પણ કોઇ સુખી, કોઈ દુઃખી, કોઇ તવંગર, કોઇ મુફ્લેસ, કોઇ દરદી, કોઇ તંદરોસ્ત, કોઇ જ્ઞાની, કોઇ અજ્ઞાન એવી એકમેકથી ઉલટી સ્થિતીઓ કેમ જોવામાં આવે છે? કોઇને વગર તકસીરે દુઃખ દેવામાં અને કોઇને વગર લાયકાતે સુખ બક્ષવામાં આપણને ખુદાઇ અદલ ઇનસાફની સમજ પડતી નથી. આપણ સર્વે કહીએ છીએ કે ખુદાનો ઇનસાફ અદલ છે; પણ રવાનના અનેક જન્મોનો સ્વિકાર નહીં કરવામાં અને આ પહેલ્લોજ જન્મ માનવામાં ઉપલી જુદી જુદી સ્થિતીઓ માટે ખુદાઇ ઇનસાફની બારીકી અને અદલપણું કશું જોઇ શકતાં નથી. અગર એમ માનીએ કે આપણી હાલની જીંદગીની ચાલચલણ પ્રમાણે આપણને સુખી યા દુઃખી કીધાં છે, તો તે પણ બંધ બેસતું નથી, કારણ કે કોઇને ભલી અને અશો જીંદગી ગુજારતાં પણ ઘણાં દુઃખો વેઠવાં પડે છે. જન્મથીજ સારી ખાસિયતો અને નેક જીંદગી ગુજારવા છતાં છેલ્લી ઘડી સુધી કોઇ ઉપર દુઃખો અને મુશકેલીઓ પડતી જોવામાં આવે છે, અને દુઃખ તથા મુસીબતમાં આખી જીંદગી પસાર થાય છે. એથી ઉલટી રીતે, કોઇ બચપણથીજ લુચ્ચાઇ વિગેરે દુર્ગુણોથી બુરાઇમાંજ જીંદગી ગુજારનારો હોવા

જ્યાં તેને જીંદગી ભર સુખી અને ખુશાલ ફરતો જોઇએ છીયે. ત્યારે આ બે દાખલા માટે આપણે એવું નહીં માની શકતાં કે આગલે જન્મનીજ કરણીના બદલામાં દુઃખ યા સુખ વિગેરે મલે છે.

કોઇ વળી એમ માને છે કે હમણા દુઃખ પડવા છતાં સારી ચાલ ચલણ રાખીએ તો તેનો બદલો બેહેસ્તમાં મલશે; આ ફીલસુફી અદલ ઇનસાફની બારીકી શોધનારાઓને ગલે ઉતરી શકે નહીં. આપણી માનવંત બ્રીટીશ સરકાર જો આપણને દેખઇતી રીતે વગર તકસીરે દુઃખની સજામાં સબડાવે, અને તેના બદલામાં એવી આશા આપે કે તમોને ભવિષ્યમાં એક સારો ઓધ્ધો મળશે, તો તે આપણે કબુલ કરીએ કે? આપણ એવી રીતને ઇનસાફ ગણીએ કે? જ્યારે ઇનસાફની એવી રીત આપણને અઘટીત અને મગજના ફાંટા ભરેલી લાગે ત્યારે પછી ખુદાના અદલ ઇનસાફ માટે એવી ફીલસુફી આપણે કેમ માન્ય કરી શકીએ?

કોઇ વળી એમ માને છે કે દુનિયા ચલાવવા માટે સુખ-દુઃખ વિગેરે ખુદાએ કીધું છે. આ ફીલસુફી તદન બંધ બેસતી નથી; કારણ કે ફકત દુનિયા ચલાવવા માટે કોઇને વગર કારણે સુખી અને કોઇને વગર કારણે દુઃખી બનાવવું એ તો સાધારણ સમજ શકિતને પણ વાજબી રૂચતું નથી. ભલી જીંદગી ગુજારતા એક દુઃખી શખ્શને જો એમ કહેવામા આવે કે દુનિયાં ચલાવવા ખુદાએ દુઃખ-સુખ નાખ્યું છે તેથી તમુનેબી વગર તકસીરે દુનિયાં ચલાવવા માટે પરવરદેગારે હાલમાં દુઃખ આપ્યું છે, પણ પછી બહેસ્તમાં સારૂં સુખ આપશે, તો આ ફીલસુફીથી ભલી જીંદગી ગુજારતા

દુઃખી શખ્સને કદી પણ સધીઆરો મલનાર નથી. આવી ફીલસુફીનો એજ જવાબ મલશે કે ખુદા વગર તકસીરે દુઃખો નાખી પછી બેહેસ્તમાં સુખી કરે તો તે ભલી ચાલના બદલાનુંજ સુખ આપે; કાંઇ એમ તો થઇ શકેજ નહીં કે દુઃખો ખમતી વેળાએ બુરાં કામો યાને ગુનાહો થાય તેના બદલામાં દોજખ નહીં ભોગવવું પડે અને વગર તકસીરે ખમેલાં દુઃખના બદલામાં જે જે પાપો થયાં હોય તે માફ થઇ શકે. તેમજ વળી નાના બાળકોને ભારી વેદનામાં રીબી રીબી મરણ પામતાં જોઇએ છીએ, ત્યારે તેને કયા કાનુન યાને ફીલસુફી પ્રમાણે દુઃખ આપવામાં આવ્યું, તે પણ સમજી શકાતુ નથી; તેને દુઃખના બદલામાં બેહેસ્ત મલવાની ફીલસુફી પ્રમાણે જો બેહેશ્તમાં સુખ પણ આપવામાં આવે તો તે બીચારૂં બાળક શું સમજે?

સુખ-દુઃખ ભોગવવાની બાબદમાં કોઇ વળી એવી ફીલસુફી આગળ ધરે છે કે ખુદા દુઃખ આપતા નથી, પણ સેતાન તરફથી દુઃખ દેવામાં આવે છે. આ ફીલસુફીમાં ખુદાના સર્વોપરીપણા તથા સર્વ શકિતને ઝાંખ લાગે છે, કારણ કે અહીં સેતાન ખુદાનો હરીફ ઠરે છે અને સેતાનના કામો ખુદા અટકાવી શકતા નથી. પણ આપણ સર્વે જાણીએ છીએ કે ખુદા સર્વોપરી અને સર્વ શકિતવાન છે. ખુદાનો હરીફ કોઇ નથી: તે તો એકલો યઝદાન છે. આવી રીતે ખુદાને સર્વોપરી, સર્વ શકિતમાન અને એકલો યઝદાન જાણવા છતાં સેતાનથી આવી પડતુ દુઃખ પણ માની શકાતું નથી. વગર તકસીરે દુઃખો ભોગવી બેહેસ્તમાં તેનો બદલો મલવાની આશા કે દુનિયાં ચલાવવા માટે

દુઃખ-સુખ નાખવામાં આવે છે એ દલીલ અને સેતાન દુઃખ નાખે છે એ ફીલસુફીથી ખુદાનાં અદલ ઇનસાફ, સર્વ શકિત અને રહેમ દીલી સમજી શકાતાં નથી; પણ એકજ મહાન પુરાવાથી આપણે આપણી તથા સર્વેની હાલત માટે વાસ્તવીક ખુલાસો મેલવી શકીએ છીએ, અને તે મહાન પુરાવો યાને સિધ્ધાંત તે રવાનના અનેક જન્મો અને કરણીનો કાયદો છે.

## દોજખ અને બેહેશ્ત.

કોઇ પણ મનુષ્ય મરણ પામી તુરતજ બીજો જન્મ લેતું નથી; પણ મરણ પછી દોજખ અને બેહેસ્તનો પણ અનુભવ લેવો પડે છે. દોજખ અને બેહેસ્ત કેવી રીતે ભોગવાય છે તેના થોડાક ખુલાસાની જરૂર છે.

ખુદાશનાસાનોના જ્ઞાનથી જાહેર થયું છે કે માણસ મરણ પામે છે ત્યારે ખાકી શરીરમાં ભેલાયલાં ૭ તત્વો છુટાં પડે છે; અને રવાન છાયા શરીરમાં આવી ખાકી શરીરની બહાર નીકલી જાય છે. આ છાયા શરીર ચાર જાતનાં ઈથરનું બનેલું છે; જે છાયા શરીર પ્રાણ તત્વને સુર્યમાંથી ખેંચીને આપણને જીવન શક્તિ પુરી પાડે છે.

એ શરીર બીજાં પાંચ તત્વોને લઇને ખાકી ખોલ્યામાંથી બહાર નીકલ્યા પછી થોડી વાર સુધી એક બારીક "દોરી"થી ખાકી ખોલ્યાંને છાયા શરીર સાથ જોડી રાખે છે. આ વખતે ગુજરનાર છેલ્લો દમ લેતું જણાય છે. જ્યારે પેલી બારીક દોરીનો સંબંધ પણ તુટી જાય છે ત્યારે પેલું ખાકી ખોલ્યું નિરજીવ થઇ પડે છે. આ બારીક દોરીનો સંબંધ તુટવા પેહેલાં થોડીક

પલો સુધી ગુજરનાર ઇનશાન એક ભારી કામમાં ગુંતાય છે. તે કામ એ છે કે ગુજરનારને પોતાની આખી જીંદગીના તમામ કામો એક પછી એક યાદ આવે છે, અને બહુજ ઝડપથી તે પોતાની કરણી અને હાલતો યાદ કરી જાય છે; અને સઘળાં દુ:ખ-સુખ વિગેરે માટે તેને ખુલાસા મલે છે. આ ઉપરથી તે અનુભવ અને ધડો મેળવી શકે છે, જે તેને બીજા જન્મમાં કામ લાગે છે. આ હાલતનો લાભ ગુજરનાર ત્યારેજ લઇ શકે છે કે જ્યારે તેની આગલ રહેનારાં સર્વે સબુરી અને શાંતી જાલવી ચુપ રહ્યાં હોય; નહીં તો આગલ રહેલાંઓનાં ગભરાટ અને કલાપીટથી ગુજરનાર પણ અશાંત બની જઇ જોઇએ તેવો અનુભવ કે ધડો લઇ શકતો નથી, અને ગભરાયલી હાલતમાં અને અશાંત સ્થિતીમાં ગુજરવાથી બહુ દુ:ખી થાય છે.

મરણ પછી છાયા શરીરમાં બીજાં તત્વો લગભગ છત્રીસ કલાક રહે છે, અને ત્યાર પછી પાંચ તત્વો છાયા શરીરમાંથી પણ નીકલી જાય છે, જેથી છાયા શરીર ખાકી શરીરની સાથે નાશ પામે છે, યાને છાયા શરીર જે જે ઇથરનું બનેલું છે તે તે ઇથિરમાં મળી જાય છે, અને પ્રાણ તત્વ જેને છાયા શરીર ખેંચતું હતું તે, છાયા શરીરના નાશ પામવાથી, દુનિયાંનાં પ્રાણ તત્વમાં મળી જાય છે. આ પછી બાકી રહેલાં બીજાં ચાર તત્વોમાનું ચોથું ઍસ્ત્રલ તત્વ છુટું પડે છે, અને તેના ચઢ ઉત્તર ગોયા સાત તબક્કાઓ બંધાય છે. ઇનસાન પોતાની જીંદગીમાં જેવી જેવી ઇચ્છાઓ અને જુસ્સાઓ ધરાવતું હોય તે મુજબ ઍસ્ત્રલ પદાર્થ ઘટ થાય છે. બુરી ઇચ્છા અને જુસ્સાઓ રાખ્યાથી તથા માંસ-મચ્છી વીગેરે જુસ્સાઓ ઉશકેરનારા

ખોરાક અને કેરી પીણું લેવાથી, ઍસ્ત્રલ શરીરનો નીચલો ભાગ ઘટ્ટ થાય છે, અને જે ભાગ વધારે ઘટ્ટ થયલો હોય છે તેમાં ગુજરનારનું રવાન જાગૃત થાય છે. ઍસ્ત્રલ તત્વના આ સાત ભાગોને ઍસ્ત્રલ ભુવનના સાત તબક્કાઓ ગણવામાં આવ્યા છે. આ સાત તબક્કાઓમાંનો એકેકો તબક્કો એકેક કરતાં વધુ ચઢીયાતો છે. પેહેલાં કરતાં બીજો, બીજા કરતાં ત્રીજો, એ માફક એકેકથી વધુ ચઢીયાતો છે. નિચલા યાને પેહલા બે તબક્કાઓમાં દોજખના આજાબો ખમવા પડે છે, અને ત્રીજા અને ચોથામાં ઓછું દુઃખ ખમવું પડે છે, જ્યારે પાંચમાં, છઠ્ઠા અને સાતમા તબકકાઓ દુઃખ વગરના છે, જેને આપણા ધર્મમાં હમેસ્તગાંન કહે છે. આ બહેસ્ત અને દોજખની વચમાંની સ્થિતી છે. ઇનિશાને બુરા વિચાર, વચનો અને કામો વધારે કીધેલાં હોતાં નથી, અને બુરી ઇચ્છા અને જુસ્સાઓ પણ વધારે નહીં હોય, તો તે ઍસ્ત્રલના પેહેલ્લા અને બીજા તબકકામાં જાગૃત થતો નથી, કારણ કે તેનાં એ તબકકાના કાલબુતો ઘટ થયલાં હોતાં નથી. તેથી એ કાલબુત વિખરાઇ જાય ત્યાં સુધી તે ભર ઉંઘમાં હોય તેવી સ્થિતીમાંજ રહે છે, અને એ કાલબુત વિખરાઇ જતાં તે ત્રીજા ભુવન ઉપર જાગૃત થાય છે. ચોકસ વખત સુધી તેમાં રહી, તે ચોથા તબકકા ઉપર જાય છે, અને એમ એક પછી એક કાલબુત વિખરાતાં જાય છે.

સારી નીતિ રીતી રાખનારાંઓ અને ફળની ઇચ્છા રાખી સારાં કામો કરનારાઓ, હમેસ્તગાનવાળા ઉપલા ત્રણ તબકકામાં જાગૃત થાય છે. નિચલાં ચાર શરીરો વિખરાઈ જાય ત્યાં સુધી તે મિઠી

ઉંઘમાં પડે છે. પણ આ સુખ અને આરામ શાંતીથી ત્યારેજ મેલવી શકાય છે કે જ્યારે તેના જીવતાં લાગતાં વળગતાંઓ તેને માટે કલાપીટ અને શોહોર બકોર કરતાં નથી; અગર ગુજરનાર પાછલ ઘણો કકલાટ કરવામાં આવે છે તો ગુજરનાર આ વખ્‌તની અગાઉ મિઠ્ઠી ઉંઘના આરામમાંથી નિચલાજ તબકકાઓમાં જાગૃત થઇ જાય છે અને તેના ખેશાવંદોની નાસબરીથી દુઃખી થાય છે.

આ સાતે તબકકાઓના કાલબુતો જેટલા પ્રમાણમાં ઘટ થયલાં હોય તેટલો વધુ વખત તેને વિખેરાતાં લાગે છે; આ શરીરો વિખરાઇ જવા બાદ, માનસીક ભુવન યાને બેહેસ્તના સાત તબકાઓ ઉપર રવાન જાગૃત થાય છે. બેહેસ્તના આ તબકાઓ એકેકથી વધુ ઉમદા સુખો અને ઉંચી હાલત બક્ષનારા છે; પણ આ તબકાઓમાંના કોઇ ઉપર પણ સ્વાર્થી કામો માટે જવાઇ શકાતું નથી. સારાં કામો પણ જો સ્વાર્થી હોય તો તેનો બદલો હમેસ્તગાનમાંજ મલે છે. બીનસ્વાર્થી ભલાં કામો, બીન-સ્વાર્થી મોહોબત, બીનસ્વાર્થી ખરી ભક્તિ, તથા દરેક બીન સ્વાર્થી ભલા હેતુ યાને નેમો માટેજ બેહેસ્તમાં બદલો મલે છે. આપણને ત્યાં યાદ રાખવું જોઇએ કે એસ્ત્રલ ભુવન ઉપર જેમ એક પછી એક તબકાઓમાં જાગૃત થવાય છે, તેમ બેહેસ્તમાં થતું નથી. કારણ કે બેહેસ્તના સાત તબકાઓમાં પડદા જેવી આડ રહેલી નથી. તેથી બીજા તબકાના સુખ માટે પેહેલ્લા તબકા ઉપર ખોટી થઇ બીજા તબકા ઉપર જવાની જરૂર રહેતી નથી. પણ રવાનની કરણી પેહેલ્લા અને બીજા તબકાના સુખને લાયકની હોય છે તો

તે બીજા તબક્કા ઉપરથીજ બેઉ તબકકાનું સુખ અનુભવી શકાય છે. એવીજ રીતે જેઓ તબક્કા માટે લાયકાત ધરાવનાર હોય તે તબકકા ઉપર પાધરો જઇ તે બીજા નીચલા તબકકાઓના સુખ સાથે તે તબકકાનું સુખ ભોગવી શકે છે.

જેમ આપણે સાત તત્વોના કોઠામાં જોઇ ગયાં છીએ તેમ માનસીક ભુવનના બે ભાગ છે: બુદ્ધિ—મનસ અને કામ—મનસ. તેજ પ્રમાણે બહેસ્તના સાત તબકકામાંથી ચારનો રૂપ વિભાગ બન્યો છે, અને બીજા ત્રણ તબકકાનો અરૂપ વિભાગ બનેલો છે. આ સાત તબકકામાં ઉંચા ઉપરથી નીચલા તબકકાનું સુખ અનુભવી શકાય છે, પણ નિચલા ઉપરથી ઉપલા તબકકાનું સુખ મેલવી શકાતું નથી.

કુટુંબીઓ માટે બીનસ્વાર્થી મોહોબત અને દયા ધરાવનાર રૂપ વિભાગના પેહેલ્લા તબકકામાં જઇ શકે છે. જ્ઞાન કે ફીલસુફી સમજ્યા વગરના ધર્મ તરફ બીનસ્વાર્થી પ્યાર ધરાવનારાં બીજા તબકકામાં જઇ શકે છે. અને જ્ઞાન ધરાવી ધાર્મીક ફરમાનોની ફીલસુફી જાણીને ધર્મ તરફ બીનસ્વાર્થે પ્યાર ધરાવનારાં ત્રીજા તબકકા ઉપર જઇ શકે છે. ખુદા તરફની બીનસ્વાર્થી જાનફેશાની કરનારા અને ખુદાશનાસીનો અભ્યાસ કરી અષોઇમાં આગળ વધનારા રૂપ વિભાગના સૌથી ઉચા યાને ચોથા તબકકા ઉપર જઇ શકે છે. અહીં રૂપ વિભાગના ચાર તબકકાઓ પુરા થાય છે.

હવે આપણે અરૂપ વિભાગ માટેની અગત્યની બાબદ ધ્યાનમાં લઇએ. માનસીક તત્વોમાંનાં ઘણાજ ઉંચા તત્વોથી

બનેલો આ અરૂપ વિભાગ છે. આ અરૂપ વિભાગમાં સર્વે મનુષ્યનાં ફ્રરોહરો રહે છે. આપણ સાધારણ મનશક્તિવાળાં તથા સાધારણ પવિત્રાઇ જાલવનારાંઓનું આખું ફ્રરોહર હંમેશાં કામ કરતું નથી, પણ ફ્રરોહરનું એકેકું કીરણ માત્ર દરેક જન્મે નવું આવે છે. જે કીરણ મારફતે આપણે દુનિયામાં જીંદગી ગુજારીએ છીએ, તે ગુજરવા પછી ફ્રરોહરમાં મળી જાય છે. અને આ જન્મ માટે બીજું નવું કીરણ ફ્રરોહરમાથી બહાર આવે છે. પણ તે પોતા સાથે આગલાં કીરણોનો અનુભવ બીજ રૂપે અંતઃકરણમાં લેતું આવે છે. આપણે ઉપર જોઇ આવ્યાં છીએ તેમ આપણું ફ્રરોહર અરૂપ વિભાગમાં રહેતું હોવાથી, દરેક મનુષ્યને આ દુનિયામાં પાછો જન્મ લેવાની આગમચ ફ્રરોહરમાંથી બીજું નવું કીરણ લેવાને અરૂપ વિભાગમાં જવું પડે છે. પણ ત્યાંનું કામ પુર હોશથી થઇ શકતું નથી. જેઓ એ તબક્કાનું સુખ મેલવવાને લાયક હોય છે તેઓજ ભાન સાથે એ તબક્કા ઉપર ફ્રરોહરમા કીરણ મેલવવા આવી શકે છે. બાકી જેઓ એ તબક્કાને લાયક થયલાં નથી હોતાં, તેઓ બેભાન હાલતમાં રહી એક નવાં કીરણ તરીકે જુના કીરણના અનુભવો સાથે લઇ બીજો જન્મ પામે છે. ખુદાશનાસીમાં આગલ વધેલાં નર–નારીઓ અને પોતાની જાતી મેહેનતે બીન સ્વાર્થે જ્ઞાનનો ફેલાવો કરનારાંઓજ અરૂપ વિભાગના બીજા યાને માનસીક ભુવનના છઠ્ઠા તબક્કા ઉપર આવી શકે છે. સુંપર્ણ અષો થયલા પુરૂષો, જેવા કે મહાન પેગમ્બરો, આબેદો, અથવા ગુરૂપદ પામેલાઓ અને તેઓને પગલે ચાલી લગભગ તેવાજ થયલા સાલેકો, સાગેર્દો યાને ચેલાઓ સૌથી ઉંચા યાને સાતમાં તબક્કામાં જઇ શકે છે.

બુધ્ધિ તત્વ જે બુદ્ધિ છે, તે આપણા કોઇનાંમાંથી પુરતું ખીલ્યું નથી. આ ઘણુંજ શ્રેષ્ટ તત્વ છે: જે ખીલવીને જરથુસ્ત્ર સાહેબે બુદ્ધિક ભુવન ઉપર રહી ત્યાં આત્મિક આવાજ [ અહુનવર ] સાંભળીને મઝદયસ્ની દીન જાહેર કીધી હતી. સત્ત જરથુસ્ત્ર સાહેબ વિષે આપણે એમ જાણ્યું છે કે દાદાર અહુરમજદે જરથુસ્ત્ર સાહેબને એવાં અમૃતનું ટીપું* પાયું કે જેથી પાતાળથી અરશ સુધી સઘળું જોયું અને કુલ નીચલી આલમને એક ઝાડની માફક જોઇ. જેવી રીતે ઝાડના એક થડ ઉપર હજારો ડાળ પાંખડાં અને બેહદ પાંદડાંઓ અને રેસાઓ હોય છે, તેમ કુલ મનુંષ્ય જાત અને તમામ પેદાયશને એક અવિનાશી મૂળની શાખાઓ અને ડાંખળાંઓ માફક જોઇ, જેનો કાંઇ ભેદ આપણને હોમની ક્રિયામાં હોમનો રસ ( અમૃત ) પીવામાં મળે છે. ખરી ભકિત યાને કુલ માનવી જાતથી તે કુલ પ્રાણી માત્ર તરફની ભરપુર દયા રાખવાના સદ્‌ગુણથી એ બુદ્ધિક તત્વ ખીલી શકે છે.

હાલમાં તો આપણે “ કારણ–શરીર ” પણ પુરતું ખીલવી શકયાં નથી, અને નીચલાં મનસથીજ કામ કરનારાં છીએ. ગુપ્ત ફીલસુફીના, ખુદાશનાસી અથવા ધાર્મીક જ્ઞાનના ભેદો ઉકલાવવાને મન રોકવાથી ઉપલું બુદ્ધિ મનસ ખીલી શકે છે.

---

* અમૃતનું ટીપું તે અલંકારીક રીતે બુદ્ધિક ભુવન માટે લખાયું છે. કારણ કે ખુદાશનાસીમાં આગળ વધેલા પોતાના અનુભવથી જાહેર કરે છે કે બુદ્ધિક ભુવન ઉપરથી કુળ મનુષ્યોમાં એકતાઇ જોડાયલી બુદ્ધિક નજરે જોઇ શકાય છે.

હાલે આપણ એટલાં બધાં અધુરાં હોવાં છતાં બીજા જન્મો લઇ સંપુર્ણ થવાની બાબદ નહીં માનિયે તેમાં આપણને કદાચ લાભ કે ગેરલાભ થાય નહીં, પણ સંપુર્ણ થવાનો લાભ નહીં જેવો મલેસો જાણી બેહદ નિરાસી ઉપજે છે. આજે જરથોસ્તીઓ સંપુર્ણ અષો થયલા છે કે ફરી જન્મ નહીં પામે?

આતિમક ભુવન એ ખુદામાં હમસાજ થવાનું યાને યોગ મેલવવાનુ મુકામ છે. એ મુકામ વિષેની સમજ ઉંડી હોવાથી હું વિસ્તારી શકિત નથી. પણ અષોઇના તરીકાઓ જાલવવાથી તે ઉંડી સમજ સૌ પોતપોતાની લાયકાત મુજબ મેલવી શકે.

ત્યાં આપણે સાત ભુવનોની માત્ર ઘણીજ ટુંક નોંધ લીધી છે.*

આપણે મરણ પછીની બેહેશ્તી અને દોજખના તબકાઓ માટે જે વર્ણન જોઇ આવ્યાં છીએ, તેમાં જીવતાંઓની રડાપીટથી ગુજરનારને ભોગવવી પડતી હલાકી અને અશાંતી બાબે જે જાણ્યુ છે તે સારી રીતે યાદ રાખવું જોઇએ, અને કોઇ બેશી યા વહાલાંના આ ફાની જેહાંન છોડી જવાના ગંભીર વખતમાં સબુરી, સંતોષ અને શાંતી રાખી મરનાર વહાલાંની હવે પછીની મિનોઇ જીંદગીના સુખ માટે આપણી ફરજ શી છે તે અદા કરવી જોઇએ.

---

* એ બાબેના વધુ ખુલાસા માટે જુઓ "મરણ પછી માણસની હાલત."

## જુદી જુદી જાતની કરણી.

હવે આપણે કરણીના કાયદા માટે કાંઇક સંક્ષેપ ખુલાસો મેલવીએ. આગલા જન્મોમાં એકઠાં થયલાં સંચીત કર્મમાં મોટો ભાગ જો સારાં કર્મનોજ હોય તો સારાં કર્મના વધુ પ્રમાણને લીધે તે માણસની ખાસિયત, સારી જીંદગી ગુજારતા છતાં, આગલાં સંચીત કર્મમાનું જે જે બુરૂ કર્મ એકઠું થયલું હોય તેનો ઘટતા વખત સુધી અનુસરતાં દુઃખમાં બદલો મલે છે. દુઃખ ભોગવવાનો વખત જે મુકરર થયલો હોય તેટલો પુરો થવે સારાં કામોનો બદલો શરૂ થાય છે. આવી રીતે દુઃખ સુખની સ્થિતી ઇનસાનો ભોગવે છે, જેને માટે આપણે સારા નરસા ગ્રહોની તાસીરોમાં ઇનસાનને ફરતાં જોઇએ છીએ. આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે સારા નરસા ગ્રહોની અસર શા માટે થાય છે. એજ માફક જેઓના આગલા જન્મોનો સંચીત કર્મનો મોટો ભાગ ખરાબ કર્મનો હોય છે તેઓ ખરાબ કર્મના મોટા જથ્થાને સબબે હલકી ખાસીયત ધરાવે છે. પણ તે હલકી ખાસીયત ધરાવવા છતાં પણ તેઓના આગલા જન્મોમાં જેબી સારૂ કર્મ કીધું હોય તેનો બદલો તેઓને અનુસરતાં સુખમાં મળે છે; યાને એક પણ સારાં કર્મનો યા નઠારાં કર્મનો બદલો કોઇ પણ ઇનસાનને મલ્યા વગર રહેતો નથી.

કોઇ વેળા કોઇ ભરપુર સુખી છતાં મનથી બેચેન અને અસંતોષી રહે છે. તેનું કારણ એ જણાય છે કે આગલા જન્મમાં ચોક્સ સારાં કામો કીધાં હોય, પણ નિષ્ટા યાને ધારણા પરમાર્થી અને સારી નહીં હોય—જેમ કે સારી સખાવતો કીધી હોય પણ

તેના બદલામાં માનપાન, નામના યા ખુશામતી ધારણા યા ઇચ્છા રાખી હોય—તો આ ખાકી ભુવન ઉપર તેની સાંકડી ધારણાને લીધે સારૂં કર્મ નહી રચાયલું હોવાથી તે મનથી અસંતોષી રહે એ વાસ્તવીક છે.

વળી કોઇનું બુરૂં કરવાની યા નુકશાન પોહોંચાડવાની નેમથી કોઇએ બુરૂ કાર્ય કીધુ હોય, પણ તે સાંમા ધણીના કોઇ શુભ કર્મને સંજોગે યા તો નુકશાન પોહોંચાડનારની સમજ શકિત કાર્યને અનુસરતી નહીં હોવાને સબબે તેને નુકશાન પોંહોચાડનારાં કર્મથી ફાયદો પોંહોચી જાય, યાને તેનું બુરૂં થવાને બદલે ભલું થઇ જાય, તો એ બાબદમાં પણ ઉપર જણાવેલી બાબદ મુજબ ખાકી ભુવન અને માનસીક ભુવન ઉપર જુદી જુદી કીસમના રૂપો રચાય છે, અને તેનું પરીણામ પણ બીજા જન્મોમાં જુદી જુદી હાલતમાં મલે છે.

એજ માફક સમજ શકિતની કોતાઇથી યા સામાં ધણીના કર્મ સંજોગે કોઇ સારી નીષ્ટાએ કોઇનું સારૂં કરવા જતાં તેના હકમાં નુકશાન પોહોંચી જાય તો ઉપલા દાખલાથી ઉલટી રીતે તેના પરીણામમાં ખાકી ભુવન ઉપર દુઃખો પડવા છતાં તે સંતોષી રહી શકે છે.

ઉપર મુજબ કાર્ય કરવામાં અને ધારણામાં તફાવત પડે છે, તેથી તેના પરીણામમાં ખાસિયત અને હાલત પણ જુદાં જોવામાં આવે છે. જેમ કે બુરી યા સારી ધારણાના પરીણામમાં બુરી યા ભલી ખાસિયત અને બુરા યા ભલાં કાર્યોના બદલામાં દુનિયાંનાં સુખ-દુઃખના સંજોગની બુરી ધારણાના અસંખ્ય જથ્થાને

સબબે બુરી ખાસિયત ગ્રહણ થાય છે; તેમજ ભલી ધારણાઓના જથ્થાથી ભલી ખાસિયત ગ્રહણ થાય છે. ભલી અથવા બુરી ખાસિયતોને અનુસાર સૌ પોત પોતાનો વખત આ દુનિયામાં કાઢી બીજુ સારૂ નરસુ કર્મ જમા કરે છે, યાને ક્રિયામાન ઉભુ કરે છે.*

આ ઉપરથી આપણે આપણા વિચારોને અને ધારણા અને મકસદોને બહુજ શુદ્ધ કરવાં જોઇએ; તે સાથે કાર્યો બુદ્ધિથી કરવાં કે જેથી સારી નેમ પ્રમાણેજ સારૂં પરીણામ લાવનાર કાર્યો થાય.

કોઇ વેળા અતી ભલા યાને ઘણા શ્રેષ્ટ અષોઇ જાલવનાર માણસ ઉપર દુઃખ પડતું જોવામાં આવે છે, ત્યારે એક ગુંચવાડો ઉભો થાય છે કે આ શખ્સ હાલે એટલી શ્રેષ્ટ અષોઇ ધરાવે છે તે છતાં એની ઉપર એવો ગજબ પડવાનો સબબ શો હશે? આ બાબદના ગુંચવાડા માટે નીચલી બીના ધ્યાનમાં રાખવી જોઇએ. આગલા જન્મ અગાઉના એક બે યા એથી બી વધુ જન્મ અગાઉનો બદલો સંજોગ નહીં મલવાથી રહી ગયલો હોય તો તે સંજોગ મલવે ઘણા જન્મો પછી પણ ભોગવવો પડે છે; પણ કરણીના જ્ઞાનની પુરેપુરી વાકેફગારી હોય તો દુઃખનાં કારણો સારી રીતે સમજી દુઃખ અને આફતના પ્રસંગે તે સબુરી અને સંતોષથી સહન કરી શકાય છે. તેમજ તે પ્રસંગો ઉપર જેમ

---

* જુવો જાનેવારી અને ફેબ્રુઆરી ૧૯૦૬ ના ચેરાગ ચોપાન્યાં, પૃષ્ટ ૧૦ થી ૧૯ અને ૬૧ થી ૬૯.

કર્મના જ્ઞાનથી અજ્ઞાન રહેલાંઓ બીજું નવું કર્મ યાને ક્રિયામાન ઉભું કરે છે તેમ નહીં કરવા માટે સાવચેત રહેવાને બની આવે છે. કરણીના કાયદાની વિગત એટલી તો બોહોલી છે કે આ નાનાં પુસ્તકમાં તે વિગતવાર દર્શાવી શકાય નહીં, તેમજ એ બાબે અને પ્રગટીકરણના કાયદા બાબે ઘણી એક ઉમદા કેતાબો બાહેર પડી ચુકેલી હોવાથી, તે વીસ્તારવાની અત્રે અગત્ય નથી. આ જગ્યાએ ટુંકમાં **સંતોષ** માટે એક સાંધન તરીકે થોડું વર્ણન કીધું છે, કે જેથી દુઃખ અને મુશકેલીના પ્રસંગે તથા ભલા-ભુડા સંજોગો વખતે ધીરજ રાખવાને બની આવે.

હવે સંતોષ માટે બીજી એક અગત્યની બાબદ તપાસીએ.

## ઇચ્છા-વાસનાનો નાશ.

અસંતોષનું પેહેલું કારણ કરણીના કાયદાનું અજ્ઞાનપણું છે. વાસ્તે સંતોષી થવા માટે એ મહાન કાર્યના જ્ઞાનથી વાકેફ-ગારી મેલવી હવે અસંતોષનું બીજું કારણ જે ઇચ્છા-વાસના છે તે ઉપર ધ્યાન પોહોંચાડીએ.

ઇચ્છા એ ઇનસાનને ભોલવી ભુલું પાડનારો ગોયા એક ભુત અને ખરો રસ્તો ચુકવનાર મોટો શત્રુ છે. એ ઇચ્છારૂપી શત્રુજ આપણને ફરી ફરી આ દુનિયાંમાં ખેંચી લાવે છે, અને આપણાં મનને ભટકતું કરી જુદી જુદી તરેહવાર વાસનાઓમાં રોકી નાંખી જીંદગીની મુખ્ય નેમ, જે સંપુર્ણ અષોઇ અખત્યાર કરી સંપુર્ણતા મેલવવાની છે, તેનો ખ્યાલ વટીક એ ઇચ્છારૂપી શત્રુ થવા દેતો નથી. આપણે આગળ જોઇ આવ્યાં છીએ તેમ એસ્ત્રલ શરીરને ઘટ કરનાર પણ ઇચ્છા અને જુસ્સાઓ છે. આવી રીતનો

આપણા એ મોટા શત્રુ મરણ પછીની બેહેસ્તનો સુખો આરામ જલદી મેલવવા દેતો નથી. આ બાકી હૈયાતીમાં પણ એ ઇચ્છાઓ આપણને મલેલી નિયામતો છતાં અસંતોષી રાખે છે. માટે આ બુરા શત્રુ ઉપર આપણને જીત મેલવવી જોઇએ.

ઇચ્છાઓની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે આપણે તપાસીએ. જે બાબદથી સુખ પ્રાપ્ત થાય છે, તે બાબદ મેલવવાની ઇચ્છા ઘણું કરીને ફરી ફરી થાય છે; તેથી ઇચ્છા કેવા વિચારોથી ઉપજે છે તે પેહેલ્લાં શોધવું જોઇએ.

એવા વિચારો ઉપજવાનું એક કારણ એ છે કે આપણી આસપાસ અને કુલ સૃષ્ટિમાં માનસીક પ્રવાહ વહી રહ્યા છે. વગર આંકોસ રાખવે લોકો તરેહવાર વિચારો કર્યાં જાય છે. એ વિચારો પોતપોતાને અનુસરતી ખાસિયતવાળાં મનુષ્યમાં પ્રવેશ કરે છે. એજ માફક તેઓ આસપાસ એકમેક ઉપર ફેંકાતા રહેછે; અને માનસીક પ્રવાહ જે સૃષ્ટિમાં પ્રસરી રહેલો છે, તેમાંથી દરેક વિચાર પોતાને અનુસરતો પદાર્થ ખેંચી લઇ ગતી મેલવે છે. નબળી મનશક્તિના યાને વિચાર ઉપર કાબુ નહીં ધરાવનારાં માણસોમાં જાત જાતનો પદાર્થ પ્રવેશ થવા પામે છે, અને વારંવાર ઉપજેલા વિચારોને અનુસરતી ઇચ્છાઓ કરવામાં મનુષ્ય જાતીનો મોટો ભાગ ફસી પડે છે.

ઇચ્છા અને ખાસિયતની ઉત્પત્તિ વિચારોથી છે. માટે આપણે પેહેલ્લાં પ્રકરણમાં જોઈ આવ્યાં તે પ્રમાણે હુમતની જાલવણી રાખવાની ચોકસાઇથી સારા વિચારો ગ્રહણ કરી બુરા વિચારો દૂર કરતાં રહેવાની ચાલુ કોશીસ રાખવી જોઇએ કે જેથી આ

બહારના વિચારોમાંનાં જે જે બુરા હોય તે આપણામાં પ્રવેશ થઇ શકે નહીં. અભણ લોકોના નિર્જીવ વિચારો અને નિર્જીવ ઇચ્છાઓની જાલમાં સપડાઇ જઇ વગર અગત્યની ઇચ્છાઓ કરવામાં આપણો અમુલ્ય વખત નહીં ગુમાવી આપણી આ જીંદગી સફળ કરી લેવી જોઇએ.

વિચારોના બાહેરના ઘસારા તથા માનસીક પ્રવાહથી ઉપજતા વિચારો અને વિચારોનું ઇચ્છા અને ખાસિયતમાં બદલાઇ જવું એ વિષે આપણે થોડુંક જાણી શકયાં; હવે દરેક ઇનસાનની પોતાનીજ ઇચ્છાનો જથ્થો કેમ થયો છે તે તપાસીએ.

જેમ જેમ ઇનસાન વધુ અજ્ઞાન હોય છે તેમ તેમ તકલીફી ચીજો ઉપર વધુ ખેંચાયલું રહે છે. જેની ચીજ યા બાબદ ઉપર ખેંચાણ યા ભાવ હોય છે તેવી ચીજ યા બાબદ મેલવવાની ઇચ્છાઓ થાય છે.

આપણ જોઇ ગયાં કે કરણીના કાયદા પ્રમાણેજ દરેક ઇનસાન પોતાની આગલી કરણીને અનુસારજ દરેક બાબદનો સંજોગ મેલવે છે. પણ એ મહાન કાયદાના અજ્ઞાનપણાથી ઇનસાનો એક પછી એક ઇચ્છાઓ કર્યુંજ જાય છે. તેમાંથી જે જે ઇચ્છાઓ તેની કરણીને અનુસરતી હોય છે તે બર આવે છે, બાકીની અસંખ્ય ઇચ્છાઓ સફળ થતી નથી. એવી રીતે રહી ગયલી વાસનાઓ મરણ બાદ એસ્ત્રલ ભુવન ઉપર પુર બહારમાં ખીલે છે, પણ ત્યાં તે વાસનાઓને અનુસરતાં બાકી સાધનો નહી હોવાથી ભારી દુ:ખ પછી તે ઇચ્છાઓ મંદ પડી જઇ બીજ રૂપે રહી જાય છે, અને જયારે દોજખ અને બેહેસ્તના તબક્કાઓ પસાર કરી માણસ આ

દુનિયામાં ફરી જન્મ પામે છે, ત્યારે પેલી મંદ પડેલી યાને બીજ રૂપ ઇચ્છાઓને અનુસરતા સંજોગો મલતા જવાથી તે બીજ રૂપ ઇચ્છાઓ પાછી પ્રફુલીત થાય છે યાને ફેલાવા માંડે છે; અને વળી તેમાં નવી નવી ઇચ્છાઓ આમેજ થાય છે. તે ઇચ્છાઓનું જાળું એટલું તો ગુંચવાતું જાય છે કે જે સઘલી ભોગવી લેવાને કંઇક જન્મો લેવા પડે છે. આ રીતે દરેક જન્મોમાં ઇચ્છાઓનો વધારોજ થતો રહે તો જન્મ-મરણના ફેરામાથી મુક્ત થવું અશક્ય થઇ પડે એમ માલમ પડે છે. પણ તે પરમ કૃપાળુ ખુદા માણસને એવી રીતના અજ્ઞાનપણામાં હંમેશ પડી રહેવા દેતો નથી. તે બાપે પોતાના દરેક બંદાને અમર સુખ શોધવાની કોઇ છુપી શક્તિ બક્ષેલી છે, જે ધીમે ધીમે ખીલે છે.

## પ્રગટીકરણ.

દરેક પેદાયશ આગલ અને આગલ વધે છે. આ વૃદ્ધિને હમણા પ્રગટીકરણ કહે છે. ઉપર વર્ણવેલી અમર સુખ મેલવવાની છુપી શક્તિ છે તે મનુષ્યને પેહેલાં તો તેના નીચલાં પ્રગટીકરણમાં તકલીદી ચીજો તરફ દોરવે છે અને તેમાંથી તે સુખ શોધવાને ફાંફાં મારે છે. પણ જ્યારે ઘણાક જન્મો સુધી તેનાથી તકલીદી ચીજોમાંથી પુરૂં સુખ મેલવી શકાતું નથી, ત્યારે રફતે રફતે તે સુધરતું જાય છે, અને પુષ્કળ ઇચ્છાઓ કરવામાં ગુંતાઇ રહેતું નથી. પેહેલાં તે નજીવી ઇચ્છાઓ છોડી વિદ્યાભ્યાસ કરવામાં રોકાય છે, સારી કેળવણી પામવાની યાને શીખવા ભણવાની હોંશ ભરી ઇચ્છાઓ ધરાવતું થાય છે. આ વિદ્યાભ્યાસ પેહેલાં તો ખાકી બાબદનો હોય છે; પણ જ્યારે એ વિદ્યાભ્યાસમાં આગળ

વધે છે, ત્યારે તેમાં પણ તેને તકલીફીપણું માલમ પડે છે, અને મિનોઇ જ્ઞાનનો શોખ ઉત્પન્ન થાય છે, જેથી તે ધર્માભ્યાસ યાને ધર્મની ઉંચી ફીલસુફી સમજવાને રોકાય છે. આવી રીતનો વિદ્યાભ્યાસ કરતાં તેની આંખો ખુલી જાય છે, યાને તેના દીલ ઉપરનો સીહા અંધકાર ધીમે ધીમે દુર થતો જાય છે; જેથી તે ખુલ્લી રીતે ઇચ્છા-વાસનાઓને પોતાના શત્રુ સમજી, તેમને વશ નહીં થતાં, યુક્તિથી જીતી લઇ, તે ઇચ્છારૂપી જબરદસ્ત દેવને પેલાં મહાન કામ ( અષોઇની સંપુર્ણતા મેલવવા ) માં રોકી દે છે. આ યુક્તિથી ઇચ્છારૂપી શત્રુનાં કબજામાથી છુટું થવાય છે.

આવી રીતના પ્રગટીકરણના કાયદાથી દોરવાતાં આપણ તરેહ ફીસમની મનશક્તિનાં લોકોને જોઇએ છીયે, જેમાં કોઇ બીલકુલ જંગળી આદમ ખાઉ, તો કોઇ વેહેવારૂ પણ અજાણ; કોઇ તેથી વધુ આગલ વધી તરકટ તાલમેલ વિગેરે પ્રપંચોની હુશિયારી ધરાવનારા પહાવરદાં તો વળી કોઇ એથી વધુ સુધરેલાં યાને વિદ્યાભ્યાસમાં રોકાઇ તેનો સારો ઉપયોગ કરનારાં; કોઇ એથીગી વધુ આગળ વધી જીંદગીની ખરી નેમ શી છે તે જાણવાને માટે ખુદાશનાસી યાને ધર્મની ફીલસુફી સમજી તે પ્રમાણે ચાલવાને તત્તપર થયલાં, અને કોઇ તો વળી એવાં તૈયાર થયલાંઓમાં પણ વધારે આગલ વધેલાં મનુષ્યો નજરે પડેછે. આ સઘળો તફાવત ઓછાં વધતાં પ્રગટીકરણને લીધે થયલો હોય છે.

તે પરમ કૃપાળુ બાપે આપણ જરથોસ્તીઓને જરથોસ્ત જેવા મહાન રાહબરની પાસબાની તળે જન્મ આપ્યો છે, તો એ જન્મ સફળ કરી લેવાની અમુલ્ય તક આપણે ગુમાવવી નહીં

જોઇએ. સુસ્તી અને બેદરકારીથી ગુમાવેલી તક માટે ઘણો પસ્તાવો કરવો પડે છે. પરવરદેગારે બક્ષેલી અમુલ્ય તક હાથથી જવા દીધાથી તેને બીજા જન્મમાં જ્ઞાન મેલવવાના ફાંફાં છતાં કાંઇ અને કાંઇ મુશકેલીઓ નડી બહુ મુજવણ વેઠવી પડે છે. આવા કડવા અનુભવ પછી તે મલતી તકો હાથ કરી લેવાની સમય-સુચકતા રાખતાં શીખે છે.

હાલના પારસી સંસારમાં મોટે ભાગે મોટાંઓની દેખાદેખીથી ગરીબો અને મધ્યમ વર્ગના લોકો ગજા ઉપરાંત દેખાદેખીના ખર્ચોમાં ફસી પડે છે; વગર જરૂરની ચીજો અને સામગ્રીઓની હાજતો વધારી મુકવામાં આવી છે; તેથી ગજા ઉપરાંત ભારી ખર્ચ થવા લાગ્યા છે; તેથી વધુ અને વધુ પૈસા મેલવવાની ઇચ્છાઓ વધી ગઇ છે; બીજી જરૂરીયાતની ચીજોને બશેસો સમજી તે મેલવવામાં વગર અર્થનો વખત ગુમાવવામાં આવે છે; ફોકટની હોશિયારીના અંધકારમાં પડી લોકો અષોઇથી વેગળાં થતાં જાય છે. આવી રીતની ગફલતીઓ દુર કરી તકલીદી ચીજો અને બાબદો ઉપરથી મનને દુર રાખવાની કોશીશ કરી હવે પછીની જીંદગી અને મિનોઇ જેહાંનનાં પ્રવાસ માટે ધર્મનીતિના પવિત્ર કાનુનો જાળવી સાદાઇ અને અષોઇ અખત્યાર કરવાની જરૂર છે.

આ જન્મમાં દુનિયાંની સંપતી અને સંજોગો આગલા જન્મોમાં સંસ્કાર મુજબ જે મળ્યાં હોય તે ઉપર સંતોષ પકડી, કરણીના કાયદાને વગર ખલભલાટે તાબે થઇ, આપણી મિનોઇ વૃદ્ધિ માટે મંડયા રહેવું જોઇએ. આ પ્રમાણે કરવાથી પરવરદેગારની મરજીમાં આપણી મરજી સમાવી શકીશું. આવી રીતે

તેની મરજીમાં આપણી મરજી એક કરી દેવાથી દુનિયવી મુશીબતો અને દુઃખો પસાર થઇ જતાં વાંદળા અને હવા પેરે આસાન થઇ જાય છે. જ્ઞાની નરોનું કહેવું છે કે સંચીત કર્મના દુઃખો જ્ઞાની અને અજ્ઞાની બધાનેજ વેઠવાં પડે છે; પણ જ્ઞાનીઓ દુઃખ અને મુશીબત ખુશીથી ભોગવી લે છે, જ્યારે અજ્ઞાની હાય અફસોસની ભારી વેદના વચ્ચે દુઃખ અને મુસીબતના પ્રસંગો પસાર કરે છે. જેમ એક બલતી ચેહેને દુર ઉભા રહી જોયા કરવાથી આપણે જળતાં નથી, પણ તે ચેહમા પડી જઇ લપેટાઇ જવાથી દુઃખ અને વેદના સાથે બળી ભસ્મ થઇએ છીએ, તેમજ જ્ઞાનની રોશનીથી આપણી જીંદગીના અનેક પ્રસગો વગર દુઃખે આસાનીથી અનુભવી લેવાય છે. પણ અજ્ઞાનપણાના અંધકારથી દુઃખ અને મુસીબતોમાં વીટલાઇ જઇ ફોકટનુ બળી મરવાનું થાય છે. માટે આપણને ખુદાશનાસીના કાયદા અને જ્ઞાનથી રોશન થવું જરૂરનું છે.

## સહનશીલતા.

રવાનના અનેક જન્મો વિષે ઘણાં જણોનો એ સવાલ છે કે, આપણી હાલની હેયાતીમાં આગલા જન્મોની કશી પણ યાદ આપણને કેમ રહેતી નથી ? એનો ખુલાસો ખુદાશનાસાનોએ કીધો છે કે હાલમા આપણી સહન શક્તિ એટલી તો નબળી છે કે આપણને આપણા પુર્વ જન્મોની યાદ તેના સંસ્કારો સાથે થાય તો રહેલાં કર્મનો બદલો પણ પેહેલ્લાંથીજ માલમ પડી જાય, જેથી ખરાબ કર્મના બદલામાં જે જે મુસીબતો વેઠવાની હોય તે મુસીબતોનો પ્રસંગ આવે તે પેહેલ્લાંજ આપણે ફીકરે મરી

જીએ; અને સારાં કર્મોના બદલામાં જે વખત સુખ ભોગવવાનો હોય તે પણ આવતી મુશ્કેલીઓની ફીકરમાં રહી ગુમાવી દઇએ. જે દુ:ખ અને મુસીબત તેને અનુસરતા વખતે ભોગવવું હોય તે તેના વખતની અગાઉથી તે ઇનસાફી બાપ આપણને ભોગવવા દેતો નથી; એ જેટલું આપણી શાંતી અને સુખ માટે જરૂરતું છે, તેટલુંજ તેના બારીક ઇનસાફને અનુસરતું છે. આવી રીતે આપણા આગલા જન્મોની યાદ નહીં રહેવાથી આપણાં સારાં કર્મનો બદલો સુખ વિગેરેના સંજોગમાં નચીંતાઇથી ભોગવી લઇ ખરાબ કર્મના બદલામાં દુ:ખ અને મુસીબત આવે તેની પહેલ્લાં દુ:ખી થતાં નથી. વળી પુર્વ જન્મોની યાદ નહીં રહેવાનુ બીજું કારણ એ છે કે, આપણાં સાત તત્વોમાંના ચાર તત્વો નાશવંત છે અને ત્રણ તત્વ અમર છે, તેમાં નાશવંત તત્વમાં ખાકી શરીર, છાયા શરીર, ઍસ્ત્રલ શરીર અને નિચલુ માનસીક શરીર એ હરએક જન્મે નવાંજ આવે છે, કારણ કે મરણ પછી એ શરીરો વિખેરાઇ જાય છે; અને અવિનાશી ત્રણ તત્વો, જે ઉચું માનસીક શરીર, બુદ્ધિક શરીર, અને આત્મા છે, તે હરએક જન્મમાં તેનું તેજ હોય છે, કારણ કે તેનો મરણ પછી નાશ થતો નથી. ઉંચા માનસીક યા "કારણ-શરીર"માં આગલા જન્મોના દરેક અનુભવનો સંગ્રહ એકઠો થાય છે, પણ હાલમાં આપણે આપણો હોશ કારણ–શરીરમાં લઇ જઇ શકતાં નથી, તેથી આગલા જન્મોના અનુભવના સંગ્રહથી બીનવાકેફ છીએ. હાલમાં આપણે ઍસ્ત્રલ અને નિચલા માનસીક શરીરમાંજ હોશ લઇ જઇ શકીએ છીએ. પણ એ શરીરો હરએક જન્મમાં નવાં મલતાં હોવાથી આગલા જન્મોનો અનુભવ તેમાં મેલવી

શકતાં નથી. આપણે જાણીએ છીએ કે ઘણાં અશો નરો, જેવા કે પેગમ્બરો, સાલેકો યાને યોગીઓ, અને હરવેસ્પ આગાહો બનનારી બીનાઓની અગમચેતી ધરાવે છે. આવી બુલંદ શક્તિ અવિનાશી તત્વો ખીલવાથી અને એ અવિનાશી શરીરો (કારણ શરીર, બુદ્ધિક શરીર, આત્મા) માં હોશ પુગાડી કામ કરતા થવાથીજ મેલવી શકાય છે; અને એ અવિનાશી શરીરોમાં કામ કરનાર થવા માટે ઉંચી અશોઈ અને ખુદાશનાસીનાં જ્ઞાનની મદદથી સહન શક્તિ ઘણીજ મજબુત થવી જોઇએ. આ અવિનાશી શરીરોમાં વધુ અને વધુ ઉંચી અશોઇના પવિત્ર કાનુનોની જાલવણીથી પોહોંચી શકાય છે.*

આવી રીતે આ અતિ ઉંચાં પવિત્ર તત્વોમાં કામ કરતાં થવાય છે ત્યારે આગળ બની ગયલા બનાવો અને હવે પછીના બનનારા બનાવો સ્પષ્ટ માલમ પડે છે. એટલુંજ નહીં પણ બુદ્ધિક ભુવન ઉપર જેઓ પોંહોચે છે તેઓને કુલ મનુષ્ય તથા કુલ પેદાયશ સાથની એકત્તાઇનો જાતી અનુભવ થાય છે. આ અતી ઉંચી અને પવિત્ર હાલત મેલવવા પેહેલ્લાં સહન શક્તિ પુષ્કળ ખીલવવી પડે છે, તેમજ, આપણ આગળ જોઇ ગયાં તેમ, આવતા બનાવોની પેહેલ્લાંથી ખબર પડવા છતાં શાંતી જાલવી રાખવા માટે પણ સહન શક્તિની ઘણી જરૂર છે.

ઉંચા માનસીક યાને કારણ–શરીરમાં કામ કરતાં થવાથી આગલા જન્મોનો લીધેલો અનુભવ યાદ રહી શકે છે, અને

---

* જુવો **ચેરાગ,** પુસ્તક ૩–૪ માં આવેલી "ગેબી મદદગારો"ની બાબદ.

એથી પણ ઉંચાં બુદ્ધિક શરીરમાં કામ કરતાં થવાથી આત્મિક એકત્તાઇનો જાતી અનુભવ થાય છે; પણ ઉપર જોઇ ગયાં તેમ આ ઉંચી હાલતો માટે સહન શક્તિની ખાસ અગત્ય છે, કારણ કે સહન શક્તિ વગર આવતા બનાવોની ચગમચેતી મેલવી શાંતી જલવાતી નથી. વળી સહન શક્તિ વગર કુલ મનુષ્ય જાતના દુઃખ-નો પોતાને અનુભવ થાય તે પણ ખમાય નહીં. તેથી આપણને સંપુર્ણતા મેલવવા માટે સહન શક્તિ ખીલવવાની કોશીશ જરૂર કરવી જોઇએ.

સહનશીલતાથી હરવેસ્પ આગાહી અને આત્મિક એકતાઇનો જાતી અનુભવ મેલવવા ઉપરાંત બીજો મોટો ફાયદો એ મેળવી શકાય છે કે આપણા આગલા જન્મોનાં સંચીત કર્મનો જે ભારે જથ્થો જમા થયલો હોય છે, તેમાંથી બુરાં કર્મના બદલામાં જે જે મુસીબતો વેઠવાની હોય છે તેમાંથી જ્યારે સહનશીલતા મજબુત કરવામાં આવે છે, ત્યારે સંચીત કર્મને જલદી પુરૂ કરી નાખી જન્મ—મરણના ચક્રાવામાંથી જલદી પાર પડી જવાય છે.

એક અષો માણુસ ઉપર વધુ દુઃખ અને મુસીબતો પડવાનુ કારણ આપણને ઉપલા ખુલાસાથી સારી રીતે સમજ પડે છે. અષો-ઇથી ચાલનારાંઓનેજ ખુદાની નજદીક પોહોંચવાની ખાહેશ વધુ હોવાથી, તેમની તે ઉંચી ખાહેશ બર લાવવાને તેઓનું સંચીત કર્મ જલદીથી ખલાસ કરવા માટે તેમનાથી દુઃખ અને મુસીબત દરમ્યાન સહનશીલતા ત્યારેજ રાખી શકાય છે કે જ્યારે તેઓને કરણીના કાયદાનું સારૂં જ્ઞાન અને ખુદાશનાસીના બારીક કાયદાઓની વાકેફગારી હોય. તેથી જો અષોઇ જાલવનાર પણ ઉપલાં જ્ઞાનથી

બીનવાકેફ હોય તો ઉપરા સાપરી પડતી મુસીબતો માટે તે ધભરાય છે, અથવા મુંઝાએ છે. આવી રીતે સહનશીલતા ન રાખવાથી તેની ઉપર પડતી મુશકેલીઓને મુશકેલી તરીકે સમજવામાં આવે છે, અને અજ્ઞાનપણામાં જાથુકના સુખ માટે ખુલ્લો અને મોકલો થતો રસ્તો પાછો હાથે કરી બંધ કરી દેવામાં આવે છે. માટેજ અષોઇ અને ખુદાશનાસીના જ્ઞાનને નિકટ સંબધ જોડાયલો જાહેર થયો છે. જ્ઞાન સાથની અષોઇજ આપણને જલદીથી સંપુર્ણતા તરફ પોહોચાડે છે. **યજશ્નેનો** એક ફકરો નીચે પ્રમાણે એક રક્ષણ કર્તા અષો શખ્સને જાહેર કરે છે :—

**હેચા ના ફ્શુમાઓ નિશંધહરતુ હે અવ્યાક્ષયતુ હદા અષાચા વાસ્ત્રાચા ફ્રારાઈતીચા વીદ્દિબ્નાચા અઇનિતિચા આથ્રાચા અહુરહે મજ્દાઓ.**

"અષો માણુસ અષોઇથી, ઉદ્યોગથી, સખાવતથી, જ્ઞાનથી, નમ્રતાથી તથા અહુરમજ્દના આતશથી (આત્મિક શક્તિ અથવા આત્મજ્ઞાનની રોશનીથી) કરીને અમોને હંમેશાં બચાવશે તથા સંભાળશે"

**યજશ્ને**, હા ૫૮.

જ્ઞાન આપણો ભોમિયો છે અને અષોઇ તે ભોમ્યાના હાથમાં પકડેલી રોશની છે. અષોઇ વડે જ્ઞાન અને જ્ઞાન વડે અષોઇ. એ બેઉ એક એકમાં ગોયા ભેલાઇ ગયાં છે. અષોઇ માટેની ઉંચી સદ્દગુણી ખાસિયતો ખીલવ્યા વગર જ્ઞાન મેલવવું એ એક રોશની વગરના અંધારા રસ્તામાં ભોમિયો લઇ રસ્તે પડવાની

આહેશ રાખવા બરાબર છે. રોશની વગરના અંધારા રસ્તામાં ભોમિયો પોતે પણ ભુલો પડશે, એ જરૂર યાદ રાખવુ જોઇએ. તેમજ ફક્ત રોશની લઇ બીલકુલ અંજાણે રસ્તે ભોમિયા વગર જવામાં રોશન રાહ દેખાડી શકાશે નહી, તેથી રસ્તો ઢુડતા બહુ લાંબો વખત નીકલી જશે.

ઉપલા દ્રષ્ટાંતનો તાતર્પ્ય એ છે કે અષોઇ યાને દીલની સફાઇ હાંસલ કર્યા વગર જ્ઞાન લેવું નિરૂપ્યોગી છે, અને ઘણી વખત જોખમ ભર્યું છે, તેમજ દીલની સફાઇ રાખવાની કોશીશ કરવા છતાં જ્ઞાન વગર તે મિનોઇ માર્ગે ચાલી સંપુર્ણ થવામાં ઘણી મુશકેલી અને લાંબો વખત નીકળી જાય છે. પણ અષોઇ માટેની કોશીશો કદી વ્યર્થ જનાર નથી, કારણ કે ભલી કોશીશોનો ભલો સંગ્રહ થઇ તે સંગ્રહ ફરેસ્તા રૂપે બની આવીને આપણને જ્ઞાન આપશે. માટે પેહેલાં અષોઇની કોશીશ કરી તેને મજબુતાઇથી પરીપુર્ણ કરવાને ખુદાશનાસીના પવિત્ર જ્ઞાનની સાહેતા મેલવવી જોઇએ કે જેથી મુશકેલ પ્રસંગોમાં સહનશીલ બની શાંત રહી અષોઇની જાળવણીને મજબુત વળગી રહેવાને સામર્થવાન થવાય.

આપણ આગળ જોઇ ગયાં તે પ્રમાણે પુર્વ જન્મોના બનાવો તથા અનુભવોની યાદ અને અગમચેતી ધરાવવા માટે, એકતાઇ-નો અનુભવ કરવા માટે, ઉંચા ભુવનો ઉપર કામ કરતાં થવા માટે, અને સંચીત કર્મને જલદી વિખેરી નાખવા માટે સહનશી-લતાની ઘણીજ જરૂર છે. "ખમ્યા ભાડું ખોદા આપે," એ આપણાં મોટાં માયોની કહેવત ખરી છે. સબુરીનો યાને સહનશીલતાનો બદલો ઘણો બુલંદ છે.

# નિર્લિપ્તતા.

નિર્લિપ્તતા એટલે દુનિયાની દરેક ચીજમાં લાગણીથી લપે-ટાઇ નહીં જવું તે. આ હાલત દુનિયાંની બાદશાહી કરતાં પણ અતિ ચઢીયાતી છે. આ બુલંદ હાલત સાથ અષોઇને ઘણોજ નિકટ સંબંધ છે. ઉંચી અષોઇ ધરાવનારાંઓની નીશાનીજ આવી બુલંદ હાલત છે. આ હાલત અષોઇ ધરાવ-નારાઓનો મોટામાં મોટો સદ્ગુણ છે; કારણ કે એ સદ્-ગુણ વડે મનને દુનિયાંની તકલીફી મોહેનીઓમાંથી હટાડી લઇ ખુદાઇ એબાદતમાં લગાડેલું રાખવાની શક્તિ મળી શકે છે; તેમજ વળી દુનિયાંની મજાહમાં પડી ખરો રસ્તો ચુકેલાં લોકો અષો ઇનસાનો તરફ ખનખોદ અને ચેષ્ટા વિગેરે કરે છે તે તરફ બેદરકાર રહી પવિત્રાઇના કાનુનો જાળવી શકાય છે. માટે આ ઉત્તમ સદ્ગુણને અષોઇના સાધન અને સંતોષના સાથી તરીકે લઇ આપણને એ માટે કાંઇક જાણવું જોઇએ, અને આ સદ્ગુણ મેળવવા માટે લાગણીઓ ઉપર કાબુ મેળવવો જોઇએ.

જુદી જુદી હલકી લાગણીઓ આપણામાં જન્મો જન્મ ચાલતા આવેલા હેવાની જુસ્સાઓ છે; આપણને મનુષ્ય અવતારોની પેહેલાં હેવાની અવતારોમાથી પણ પસાર થવું પડયું છે. આપણા આગળા હેવાની અવતારોના જુસ્સાઓની લાગણી એ ગોયા તેની ગોવાહી છે. શું એ હેવાની અસરને આપણે લઇ ચલાવવી જોઇએ? શું આપણે આપણા મનુષ્ય અવતારના આટલાં ઉંચાં પ્રગટીકરણ પછીની તે હેવાની અસરોને નાબુદ

કરવાની કોશીશ નહીં કરવી જોઇએ? એ હેવાની અસરોને આપણે આપણામાં આમેજ રાખીએ તો પુરી ઈન્સાનિયત મેલવેલી કહેવાય નહીં.

આપણું પ્રગટીકરણ વધારવાની કોશીશ માટેજ આપણને "મરજી" (Free-will) મલેલી છે; મરજીની આપ-અખત્યારી જે મલેલી છે તે મિનોઈ વૃદ્ધિનેજ માટે છે, તેથી એ આપઅખત્યારીનો ઉપયોગ આપણાં રવાનને ખીલવવા માટેજ વપરાવો જોઇએ; અને દુનિયાંની બાબદોને પ્રારબ્ધ ઉપર છોડી પાક ખુદાની મરજીમાં આપણી મરજી સમાવી દેવી જોઇએ.

ઇનસાંનમાં બે શક્તિ કામ કરે છે, તેમાંની એક નિચલી કામિક મનને લગતી છે તે ખાકી તકલીદી ચીજોમાં ગુંતાવી રાખવાને ખેંચે છે, જ્યારે બીજી બુદ્ધિક મનને લગતી છે, તે મિનોઇ વૃદ્ધિ માટે પ્રેરણા યાને સુચના કરે છે. આ ઉંચી પ્રેરણા ઘણી ધીમી હોવાથી દુનિયાંદારીની મોહેનીમાં લપેટાઈ ગયલું ઇન્સાન સમજી શકતું નથી; પણ જ્યારે દુનિયાંની બાબદોમાંથી તે મનને હટાડતાં શીખે છે, ત્યારેજ આ ઉંચી છુપી ધીમી પ્રેરણા તેને માલમ પડે છે. આ વખતે મરજીનો ઉપયોગ ઇન્સાનમાં વિવેકથી શરૂ થાય છે.

હવે આપણે લાગણીઓ ઉપર કાબુ ધરાવવાની અગત્ય શા માટે છે તે તપાસીએ.

જ્યારે કોઇ આપણું બુરૂં કરે છે ત્યારે તેની તરફ ગુસ્સો યા ઉપર બા તેનું બુરૂં કરવાની જે ઉશકેરણી થાય છે

તે લાગણીથી થાય છે, તેમજ દુઃખ અને મુશકેલીઓ વખતે ગાભરૂં બનાવી દુઃખ ઉપજાવનાર પણ લાગણીઓજ છે. વળી કોઇ તરફથી મલતાં અપમાંન, ધિક્કાર અને ક્રોધ માટે તેની તરફ ગુસ્સો યા સામાને પાછું અપમાન કરવાની હલકી વલણ યા અભાવ ઉત્પન્ન કરનારી ઉશકેરણી પણ લાગણીજ કરાવે છે. તેમજ માંન યા તારીફ માટે ખુશી થઇ જવાની વલણ પણ લાગણીથીજ ઉત્પન્ન થાય છે. માન યા તારીફ માટે ખુશી થવાની લાગણીને વસ થવાથી ખુશામત કરાવવાનો ગર્વિષ્ટ અંહકારનો દુર્ગુણ વધે છે. તેમજ ગુસ્સો, ધિક્કાર, અદેખાઇ, જે કુસંપ અને કજીઓ વધારનારા દુર્ગુણો છે, તે પણ આપણાંમાં રહેલા તુચ્છ હેવાની ખવાસને લીધે છે. માટે એ સઘળી બુરાઇઓની જડએખ નાબુદ કરવી જોઇયે, અને લાગણીઓને એવી રીતે મારવી જોઇએ કે જેથી દુઃખની વખતે દુઃખ અને ગભરાટ નહીં થાય અને સુખની વખતે છલકાઇ નહીં જવાય, તેમજ પ્યાર અને ધિક્કાર, માંન અને અપમાન, ભાવ અને અભાવ, તારીફ અને નિંદા, માટે મનની સમતોલ શાંતીમાં ખલલ પડે નહીં. આ ઉંચી હાલત મેળવવાનું કામ આજે હાથ ધર્યું કે કાલે પુર્ણ થઇ શકનાર નથી; પણ એમાં લાંબા વખત વેર ચાલુ ખંત અને કોશીશો ચાલુ રાખવી જોઇએ. આ કોશીશો દરમ્યાન માલમ પડતું જશે કે લાગણીઓ ઉપર કાબુ રાખવામાં કેટલો ફાયદો અને કેવો ઉત્તમ આનંદ મળે છે.

જે જે બાબદોમાં લાગણીને વશ થવાથી અશાંતી, દુઃખ, અને પસ્તાવાનો કડવો અનુભવ મલે તેની સાથે જે જે

બાબદોમાં લાગણી ઉપર કાબુ રાખવાથી ઉપજેલા ફાયદા અને મનની શાંતીથી મલેલા ઉંચાં આંનદને સરખાવતાં રહેવાથી આ ઉંચી સુખી હાલત માટેની કોશીશો ચાલુ અને ચાલુ રાખવાની ઉલટ વધતી જાય છે.

આપણી લાગણીઓ ઉપર કાબુ ધરાવતા થવાથી બીજાંઓની લાગણીઓનો ખ્યાલ નહીં રાખવો એ વળી મોટી નાદાનીપત કહેવાય. તેથી આપણી લાગણી માટે આગળ જે જે અનુભવો થયલા તે ધ્યાનમાં રાખી કોઇની પણ લાગણી આપણા આચાર વિચારે જોખમાય નહીં તે ઉપર બહુ સાવચેતી રાખવી જોઇએ, કે જેથી બીનસ્વાર્થી મોહોબત અને દયાનો બોહોલો ફેલાવો કરી શકાય. આવો ઉત્તમ પ્રસાર ફેલાવવાને અવસ્તામાંથી આપણને સાહદત મળે છે.

**ગવોઇ અદાઇશ તાઇશ ચ્યોથનાઇશ યાઇશ વહિશ્તાઇશ ફ્રએષ્યામહી રામાચા વાસ્ત્રેમચા દજ઼ધાઇ સુરૂવન્તસ્ચા અસુરૂન્વતસ્ચા ક્ષ્યન્તસ્ચા અક્ષ્યન્તસ્ચા.**

"દીનનો ઇલમ સાભળનારા, નહીં સાંભળનારા, શકિતવાળા, શકિત વગરના, તથા તમામ જીવોને સખાવત તથા ઉત્તમ કામોની મારફતે અમો સુખ અને પોષણ ઇચ્છીએ છીએ."

**મોટી હપ્તન યશ્ત.**

ઉપલો કલામ આપણને જાત ન્યાતના કાંઇબી તફાવત વગર તમામ જીવો તરફ ભાઇબંધી ધરાવવા સુચવે છે. આ

માફક આપણુને કાંઇબી અંતર કે જાત ન્યાત માટે તફાવત કે અભાવ રાખ્યા વગર ખરાં જીગરે ભાઇબંધી વધારવી જોઇએ. એકજ મહાન પિતા અહુરમજ઼્દના આપણે સર્વે બચ્ચાં છૈએ. જુદી જુદી જ્ઞાતનાં હોવા છતાં સર્વેનો પેદા કરનાર અને જીંદગી નિભાવનાર તે એકજ મહા કૃપાળુ પિતા છે, અને તે કૃપાળુ પિતા કુલ પેદાયશમાં સલાહ સંપજ અને અરસપરસ એકમેકનું ભલું કરવાની જાનફેસાની ફેલાવવાને ચાહે છે, તેથી અહુરમજ઼્દ યસ્તમાં નિચે પ્રમાણે દાદાર હોરમજ઼્દ ફરમાવે છે:

**નિપાયોઇશ મષિમ ઉર્વૈથેમ યવએતાઇતે જરથુસ્ત્ર અઉર્વથાત્ પરો દુશમઇન્યઓાત્.**

“સુલેહ-શાંતી ચાહનાર માણસને, ઓ જરથોસ્ત, ખરાબ વિચારવાળા (યાને જુદાઈ અને કુસંપ ફેલાવનારા) દુશમનથી હંમેશાં બચાવવો જોઇએ.”

**અહુરમજ઼્દ યશ્ત.**

આ ભ્રાતૃભાવને અચુક રીતે ફેલાવવા માટે આપને નિચલા ચાર નિયમો શીખવા જોઇએ. આપણથી મોટાંઓને માંન આપી આદરસત્કાર કરવો અને તેઓથી સારી નસીયતો મેલવી સદ્‌ગુણ ગ્રહણ કરવા. આપણી બરોબરીયાં સાથ હળી મળી સંપથી રહેવું અને અરસપરસ મદદ કરતાં રહેવું. આપણાંથી ઉતરતી પંક્તિવાળાં માટે ભરપુર દયા રાખવી અને આપણી યથા શક્તિ મુજબ જ્ઞાન-દાન, અન્ન-દાન તથા ધન્ય-દાન કરતાં રહેવું.

વળી હલકી કીસમના યાને મોટી મોટી બદીઓ ધરાવનારાં હલકી નીતિના લોકોમાં ભેળાવું નહીં, પણ વિચાર શક્તિથી

તેઓનું ભલું કરવું યાને સારા આશીષો ફેંકી તેમની બુરી ખાસિયતો તોડવાની કોશીશ કરવી. ધિક્કારથી બુરાઇ વધે છે માટે ગુનેહગારો માટે ધિક્કાર અને ક્રોધ નહીં કરતાં ખુદાના બારીક ઇનસાફને તેનો હવાલો સપુરદ કરી દુરથી સારી અસરના પ્રવાહો મોકલતાં રહેવું.

આપણે આ પ્રકરણમાં જે પાંચ બાબદો એક પછી એક જોઇ આવ્યાં છીયે તે સઘળી સંતોષ માટે યાદ રાખવી જોઇએ, અને અમુક પ્રસંગે અમુક બાબદનો ઉપયોગ કરવો જોઇએ. જો મેલવેલું જ્ઞાન તેને અનુસરતે વખતેજ ભુલી જવાય તો તે જ્ઞાન લેવા પાછલ રોકેલો વખત ફોકટ ગુમાવેલોજ કહેવાય. ખુદાશનાસી-ના જ્ઞાનની કોઇ પણ કેતાબ વાંચવી તો તે ઉપર વિચાર કરતાં રહેવું જોઇએ, અને પ્રસંગ આવવે તેનો ઉપયોગ કરવો જોઇએ. આવી રીતે વાંચીને અને સાંભળીને લીધેલાં જ્ઞાનને અનુભવ સાથના જ્ઞાનમાં મેલવી પરીપુર્ણ :કરી શકાય છે; માટે જે જે બાબદો આપણ ટુંકમાં જોઇ આવ્યાં તેને હાથ કરી અનુભવથી તેના બુલંદ ફાયદાઓથી વાકેફ થવાની જરૂર છે. વાંચીને વાકેફ થવા છતાં ખાસ વખતેજ તે વાંચણને વિસારી દેવામાં આવે તો પુરતો ફાયદો મેલવી શકાય નહીં.

કોઇની મુશકેલ વખતે કરણીનો કાયદો અને સહનશીલતા-નો ફાયદો યાદ રાખવાથી દરેક પ્રસંગ અને સંજોગનો અનુભવ શાંતીથી મેલવી લેવાને બની આવશે; તેમજ આગળાં કર્મોની ફરજદારીમાંથી છુટાં થતાં નવું ક્રિયામાન કર્મ ઉભું કરી તેનાં બંધનમાં આવી શકીશું નહીં.

## ગુજરનાર તરફ ગેરમુનાશેબ વર્તનુક.

વળી લાગણીનું એક બીજું અગત્યનું સ્વરૂપ તપાસવાનુ છે. ગુજરનાર પાછળ કલાપીટ કરવાથી ગુજરનારને થતું ભારી નુકશાન યાદ રાખવાથી કોઇ પ્રિય ખેસાવંદ કે ખેરખાહને આ દુનિયાં છોડી જવાના ગંભિર વખતમાં શાંતી રાખી તેની મિનોઇ સફરમાં આસાની ચાહવાની મોટી ફરજ સબુરી અને શાંતી જાળવી અદા કરવાને બની આવશે. લોકના બોલવાની દરકાર કરી તે આરામ પામતાં વહાલાંને કલાપીટથી દુ:ખી હાલતમાં તજી દેવું એ શું તે દુ:ખ-સુખના હમશરીક વહાલાં માટે કાંઇની કદરશનાસી કીધેલી કહેવાય? કોઇ પોતાની પરવરશી કોણ કરશે તે માટે, તો કોઇ તે વહાલાંની સંગતથી મલતું સુખ ગુમાવવા માટે યા કોઇ તરેહનો ફાયદો ગુમાવવા માટે રડે છે. આ સઘલું પોતાનાજ સ્વાર્થનું છે. સઘળાં જાણે છે, અને તે પ્રસંગે કહે પણ છે, કે "એ તો સુખી થઇ ગયું પણ હમોને દુ:ખી કરી ગયું." આ રીતે જોતાં એક સુખી થતાં વહાલાં માટે અદેખાઇ કરી પોતાના સ્વાર્થો માટેજ હાય-અફસોસ કીધેલો જાહેર થાય છે. અલબત એક વહાલાં ખેસાવંદ યા ખેરખાહથી હંમેશનું જુદું પડતાં દુ:ખ થાય છે, પણ તે બનાવ કલાપીટથી ટળતો તો નથીજ. વળી ગુજરનારને ઓર તે આફત સમાન થઇ પડે છે. તો પછી કર્મને આધીન થઇ સબુરી અને શાંતી રાખી ગુજરનાર પાછલ જે ક્રિયાઓ તેની શાંતી માટે કરવામાં આવે છે તેમાં સર્વેએ પોતાનો હીસ્સો આપવા મશગુલ થતું જોઇએ. આપણા ધર્મમાં ગુજરનાર પાછલ કલાપીટ કરવાની સખ્ત મનાઇ

કાએલી છે, અને તે માટે વંદીદાદમાં પણ જણાવ્યું છે કે, જેઓ અટકાવ કીધેલા માર્ગે જાય છે, અને ગુજરનાર પાછલ કલાપીટ કરે છે, તેઓથી ત્યાંની જગ્યા પણ કમકમે છે અને આજુરદેહ થાય છે. આ પરિણામ માત્ર લાગણીનુજ છે.

ઇચ્છા વાસનાનો નાશ કરવાથી થતો ફાયદો ધ્યાનમાં રાખવાથી અને તે ઉપર અમલ કરવાથી ઇચ્છાઓના પરીણામમાં વારંવાર મલતી નિરાશીનું દુઃખ નાબુદ થાય છે, તેમજ કર્મના બંધનો અને જન્મ-મરણના ચક્રમાં ફસાવતી બેડીને તોડી નાખી શકાશે. વળી નિર્લિપ્ત રહેવાની કોશીશ કરતાં રહેવાથી દરેક બાબદમાં સંતોષી રહેવાને અજબ રાહત મેલવી શકાશે.

અષોઇ સાથે સંતોષને કેટલો નીકટ સંબંધ છે તથા અસંતોષથીજ દુઃખ આવે છે તે નીચલા ફકરા ઉપરથી પણ ખાત્રી કરી લઈ આ પ્રકરણ પુરૂં કરીશું.

**અજ્ઞાત્ મન્યેઉશ્ રારેષ્યેઇન્તી દ્રેગવંતો મઝ્દા સ્પેન-તાત્ નોઇત ઇથા અષાઉનો. કસેઉશચીત્ ના અષાઉને કાથે અંધ્હત્ ઇસવાચીત હાંસ પરઓશ્ અકો દ્રેગ્વાઇતે.**

"ઓ મઝ્દ! સ્પેનામીનોને લીધે પાપી માણસો દુઃખ ભોગવે છે; અષો માણસ તેમ નહીં; [કારણ કે] અશો માણસ સારૂ કોઇબી શખ્સ થોડી ચીજની હાલતમાં હોય છે; દુષ્ટ માણસ દુષ્ટને સારૂ બુરો શખ્સ તાકાતવાળો [હોવા છતાં] પુષ્કળ પણાંનો મોહો-તાજમંદ હોય છે."

**સ્પેન્તોમદ ગાથા,** હા ૪૭, ફ. ૪.



## પ્રકરણ ૬ ઠું.

---

# સંપુર્ણ અષોઇનું ફળ, ઉત્તમ સુખ, અમર ખુશાલી.

સંપુર્ણ અષોઇનું ફળ અચળ શાંતીભર્યું ઉત્તમ સુખ છે. અમર ખુશાલી તે છે કે જે સુખ અહુરમજ્દનું પોતાનું છે, જે ખુશાલી અહુરમજ્દની ખુદ છે, તે શાંતી, તે સુખ, તે ખુશાલી સત્ત જરથોસ્ત સ્પેન્તમાને સંપુર્ણ અષોઇના ઝલકાટે મેળવી છે. તેજ સુખ, તેજ ખુશાલી, તેજ શાંતી, સ્પેન્તમાન જરથોસ્તની પુંઠે ચાલનારાં ચુસ્ત જરથોસ્તીઓ સંપુર્ણ અષોઇથી મેલવી સ્પેન્તમાનનો બુલંદ દરજ્જો પામી શકે.

**અષ વહિશ્ત અષ સ્ત્રએશ્ત દરેસામ થ્વા પઇરિ થ્વા જમ્યામ હમેમ થ્વા હખ્મ.**

"સૌથી સરસ અષોઇએ કરી, સૌથી શ્રેષ્ટ અશોઇએ કરી, તુંને હમો જોઇએ, તારામાં આમેજ થઇએ, હંમેશગીમાં તારી સાથે એક થઇએ."

**હોશબામ.**

આ અતિ અર્થસુચક ફકરા મુજબ તે અવિનાશી અમર અહુરમજ્દના દર્શન કરવા, તેનામાં આમેજ થવા અને હંમેશગીમાં તેની સાથે એક થવા માટે સંપુર્ણ, શ્રેષ્ટ અષોઇ જાલવવાનું ફરમાંન આપવામાં આવ્યું છે; સંપુર્ણ અષોઇની જાલવણી માટે આપણા સત્ત રાહબરે મજબુત તાકીદ કીધી છે; અને તેથીજ

જરથોસ્તી ધર્મમાં દાખલ કરવા માટેના શિક્ષણમાં સૌથી પેહેલ્લો બોધ અષોઇની ખુબી દર્શાવનારો મુકવામાં આવ્યો છે, જેને આપણ "અષેમ વોહુ" ના કલામ તરીકે ઓળખીએ છીએ. પણ અફસોસની વાત છે કે એ બુલંદ શિક્ષણનો પાઠ ફકત મોહેથી પોપટની માફક કરાવી દેવામાં આવે છે, અને તેની ખુબી અને ઉંચી બુલંદીથી તે નવાં જોતી થનારાં બાળકને વાકેફ કરવામાં આવતું નથી. અષેમ વોહુના કલામનો અર્થ એ છે કે "અષોઇ એ સૌથી શ્રેષ્ટ ભલું છે—સુખ છે. સુખ તેને છે કે જે સૌથી શ્રેષ્ટ અષોઇને ખાતર અષો છે!"

"સંપુર્ણ અષોઇ" માં હાલ આપણો ટોળો કેટલો પાછાત પડેલો છે તે ઉપર ધ્યાન ખેંચવાને માટે સંપુર્ણ અષોઇ માટે કેવા અને કેટલા સદ્દગુણો ખીલેલા હોવા જોઇએ, તેની અત્રે ટુંક તપાસ લઇશું.

## વિવેક બુદ્ધિ.

આ સદ્દગુણ સારૂ અને નરસું, ખરૂ અને ખોટું શું છે, તથા હંમેશનું શું અને તકલીદી શું, તે પીછાણવાની સમજને કહે છે. આ સમજ યાને આ સદ્દગુણ મેળવવા માટે દુનિયાં સંસારના કડવા અનુભવોની જરૂર છે. દુનિયાંના કડવા અનુભવો મળવાથી દુનિયાંની તકલીદી તથા હંમેશાં ફેરવાયા કરતી હાલત માટે પુર્ણ ખાત્રી થઇ જવાથી, એવી ચલાયમાન યાને હંમેશની ફેરબદલીને આધીન થયલી દુનિયાં માટે દીલથીજ ખાત્રી થઇ જાય છે કે એ સઘળું સાર વિનાનું છે.

## સંતોષ.

આ સદ્ગુણમાં એવી હાલત થઇ જવી જોઇએ કે કોઇ પણ કામ ફળની કે પરીણામની આશા વગર થાય અને દરેક બાબદનો હવાલો કિર્તારને સપુરદ કરી દેવામાં આવે; તેમજ દરેક પ્રસંગને યાને પોતા સંબંધી બનતા દરેક બનાવ અને સંજોગને યોગ્ય માની બધી તરેહની ઇચ્છાઓથી છુટાં થઇ સંતોષી રહેવાય. આ સદ્ગુણ મેળવવા માટે કરણીના કાયદાનું જ્ઞાન સારી રીતે સંપાદન કરવું જોઇએ.

## મનની શાંતી.

મનની ઉપર કાબુ મેલવ્યાથી વિચારની સફાઇ અને શાંતી પ્રાપ્ત થાય છે. એ સદ્ગુણ મેલવવા માટે મનની ઉપર મજબુત કાબુ રાખી મનમાં હરેક દુષ્ટ વિચારને આવતો અટકાવી સારો અષોઇને લગતો વિચાર કરવાની ટેવ પાડવી જોઇએ. આ ટેવ પાડવા શરૂઆતમાં ઘણી મુશકેલીઓ માલમ પડે છે, તે છતાં ચાલુ ખંતથી એ ટેવને ગ્રહણ કરવાની આપણી મોટી ફરજ છે.

## વચન અને કામોની પવિત્રાઇ.

આ સદ્ગુણ મેલવવા માટે બીજાં અને ત્રીજાં પ્રકરણમાં વર્ણન આપ્યું છે તે રીત મુજબ વાણી અને કાંમોને શુદ્ધ કરવાની ટેવ પાડવી.

## સહનશીલતા.

દરેક બાબદમાં ખમવાની શક્તિ ખીલવવી તે આ સદ્ગુણ છે. એ સદ્ગુણ માટે જેબી કાંઈ પોતા ઉપર વિતે તે આગલા

કર્મને અનુસારજ વિતે છે એમ નિશ્ચય માની સઘલા બનાવો શાંતાથી સહેવાની ટેવ પાડવી જોઇએ, તેમજ કોઇથી કાંઇ પણ નુકશાન પોહોચે યા નિંદા થાય યા તોહોમતો મુકાય તે માટે તેમ કરનારને ખરાં દીલથી માફ કરવું જોઇયે. આવી રીતનું મોટું દીલ રાખવા માટે જાણવું જોઇએ કે આગલુ કર્મ ખલાસ થવા માટેજ કુદરતે સામાં માણસને ફકત પોતાનું હથિઆર બનાવ્યું છે. આ માટે કાંઇ ગોટાળો થવો જોઇએ નહીં. તેથી જાણવું જોઇયે કે જે કોઇ શાંતીથી કોઇ તરફથી પડતું કાંઇ પણ દુ:ખ સોસે છે તે ખમનાર પોતે સંચીત કર્મથી ખલાસી મેલવે છે, પણ જે શખ્સ તેને સતાવે છે તે સતાવનાર યા તો આપણે હાથે કોઇ પૂર્વ જન્મમાં દુ:ખ પામેલો હોય, યા તો ભવિષ્ય માટે તેને લાયકની સજામાં પોતા માટે તે તેવાજ દુ:ખદાયક સંજોગો રચતો હોય.

## એકાગ્ર ચિત્ત.

આ સદ્‌ગુણ મનની સ્થિરતાની એક શ્રેષ્ટ હાલત છે; એ હાલતમાં મન કોઇ એકજ સારી બાબદમાં વલગેલું રહે છે. આ સદ્‌ગુણ મેલવવા માટે એક મુકરર વખતે દરરોજ ચિત્ત એકાગ્રહ કરવા માટે થોડી થોડી વાર કોશીશ કરવી જોઇએ અને પછી યથા શક્તિ મુજબ એ કોશીશ વધારવી જોઇએ.

## પુર્ણ વિશ્વાસ.

પોતાના રાહબર યાને ગુરૂ તરફ પુર ભક્તિભાવ અને વિશ્વાસ રાખવાથી અને પોતાને પવિત્ર અને સંપુર્ણ થવાની પુર્ણ હિમ્મત અને ખાત્રી રાખવાથી, અશોઇ તરફ આપણી વૃદ્ધિ ગાઢ઼ ઝડપથી આગળ વધે છે.

આ સદ્‌ગુણ મેલવવા માટે પેહેલ્લી ખાત્રી તો એજ થવી જોઇએ કે આપણા રાહબર જરથોસ્ત હમેશાં આપણી પાસબાની કરે છે; અને આપણને પાર ઉતારવાને તે કામેલ ગુરૂ પુર્ણ શક્તિવાન છે. બીજી ખાત્રી એ થવી જોઇએ કે આપણ પોતે નાચીજ, નાશવંત દેહ નથી, પણ અમર આત્મા અથવા ફરોહર છીએ, જે આત્મા અહુરમજ્દનોજ અંશ હોવાથી સંપુર્ણતા મેલવવા માટે પુર્ણ સામર્થવાન છે.

## જુદા જુદા ધર્મો માટે સમદ્રષ્ટિ.

આ સદ્‌ગુણમાં દરેક મોટા ધર્મોને પોતાના ધર્મ જેવાજ બુલંદ સમજવાની ઉદારતા રાખવી, અને જુદા જુદા ધર્મોની બહારની જુદી જુદી રીતભાતો તરફ નહીં જોતાં, યાને તે બાહેરની રીતભાતોને વખત અને લોકને અનુસરતી કરવા માટે રચાયલી જાણી, ધર્મોના ઉંડાણમાં જઇ બીજા ધર્મોની ફીલસુફીને પોતાના ધર્મની ફીલસુફી સાથ સરખાવી જોઇ, સર્વે ધર્મોની શ્રેષ્ટતાની જાતી અનુભવથી ખાત્રી કરવી.

આ સદ્‌ગુણ ખીલવવાથી સર્વે ધર્મો અને તેના સ્થાપનારાઓ તરફ ભક્તિનો આતશ રોશન થાય છે, જેથી પવિત્ર રાહબર જરથોસ્તની પવિત્ર પનાહ સાથે બીજા તેવાજ મહાન અશો નરોની પાસબાનીમાં આપણી જીંદગી સફળ કરવાને સાહેતા મેલવાય છે.

## મુકિતની મજબુત ઇચ્છા.

ઉપલા આઠ સદ્‌ગુણોના સંગ્રહ પછી આ સદ્‌ગુણની પ્રાપ્તી અથવા ખુદામાં એક થવાની મજબુત ઇચ્છા થાય છે. આ

સદ્‌ગુણમાં દુનિયાંના તકલીદીપણાંની પુરી ખાત્રી થઇ જવાથી દુનિયાંદારીની જંજાલોમાંથી મનને છોડવી નાંખી જે કાંઇ મિનોઇ છે તેમાંજ હંમેશાં રહેવાની મજબુત ખાહેશ થાય છે. આવી ભલી મજબુત ખાહેશ આપણાં સત્ત રાહબર જરથુસ્ત સાહેબની પણ હતી, જેના પુરાવા નીચે ટાંકેલા ફકરા ઉપરથી મળે છે :—

**તા-તોઇ ઇજ્યા અહુરા મઝ્દા દરશ્તોઇશ્યા હેમ પરશ્તોઇશ્યા.**

"અય અહુરમઝ્દ ! તારાથી બે ચીજ હું માંગું છું. તારાં દર્શન [અને] તારી સાથે મળીને [દીન બાબે] વાતચીત."

**અહુનવદ ગાથા,** હા ૩૩, ફ. ૬.

**પઇરિગએથે ક્ષમાવતો વહ્મે મઝ્દા ગરોબિશ સ્તૂતામ.**

"તારી સ્તુતિ અને તારે લાયકની બદંગીની મારફતે, ઓ મઝ્દ ! હું તુંને પોંહોંચું."

**અહુનવદ ગાથા,** હા ૩૪, ફ. ૨.

ઉપલા ફકરાઓ ખુલ્લી સાહદત પુરી પાડે છે કે જરથોસ્ત સાહેબને અહુરમઝ્દના મેલાપની અને તે નુર-ઉલ-અનવાર યાને નુરોનાં નુરમાં એક થઇ જવાની કેવી મજબુત ખાહેશ થઇ હતી. આવી રીતની મજબુત ખાહેશ થવા આગલ જોઇ આવેલા આઠ સદ્‌ગુણો પરીપુર્ણ કરવાને મંડવું જોઇયે. તેમ કરતાં અષોઇના ઉમેદવારને આગળ અને આગળ વધવાને મજબુત તાકાત આવતી જાય છે. એવી રીતે ચોક્કસ દરજજે લાયક થયેલા આગલ મિનોઇ માર્ગ વધુ અને વધુ ખુલ્લો થતો જાય છે.

મિનોઇ માર્ગનું ખુલવું તે ચોક્કસ ગુપ્ત શક્તિઓનું ખીલવું છે. એવી અસાધારણ અને અદ્દભુત શક્તિઓની ખીલવણીથી જરથુસ્ત સાહેબે કાંઇક ચમત્કારો અને હરવેસ્પ આગાહીથી દુનિયાંના કંઇક ફીલસુફોને હેરત અને માહાત કીધા હતા.

આ ગુપ્ત શક્તિઓની ખીલવણી માટે ઉપલા સદ્દગુણો સંપાદન કરવા ઉપરાંત કેટલીક બેડીઓને તોડવાની કોશીશ થવી જોઇએ.

પેહેલી બેડી અહંકારની છે, જે તોડવી સેહેલ નથી. એ બેડીને સદંતર તોડી નાખવા માટે, યાને પોતાવટપણાની ખુદીનો તદન ત્યાગ કરવા માટે, આત્મજ્ઞાનની પ્રાપ્તી થવી જોઇએ. એ પ્રાપ્તી કરવા માટે આત્મજ્ઞાનના પુસ્તકો વાંચી તે ઉપર મનન કરતાં રહેવું જોઇયે. પણ આત્મજ્ઞાન ઘણું ઉંડું જ્ઞાન હોવાથી ખુદા-પરસ્ત નરો જે આત્મજ્ઞાનની સમજ ધરાવનારા અને કાનુનો જાણનારા હોય તેઓની સત્સંગત કરતાં રહી, તેઓથી પણ એ ઉંડી બાબદનું જ્ઞાન મેલવવું જોઇએ.

આવી રીતે ચાલુ કોશેશ કરતાં રહેવાથી આપણ પોતે કોણ છીએ તે કાંઇક દરજજે માલમ પડતું જશે; અને જેમ જેમ એ અતિ ઉંડા સત્ય જ્ઞાન ઉપર નિશ્ચય થતો જશે તેમ તેમ બાકી ખુદીનું પોતાવટપણું વધુ અને વધુ દુર થતું જશે; અને જ્યારે બાકીખુદીનું પોતાવટપણું દુર થતું જશે, ત્યારે ફાની શરીરને લગતી બાબદોમાં ખુદરતી રીતે અલીપ્ત થઇ જવાશે.

એક ઉંચા દમાનની ઉપર વલગી રહી ચોક્કસ વખત સુધી આ કોશીશ થયા પછી પોતે કોણ છે તે બાબે અષોઇના ઉમેદ-વારની ખાત્રી કરી આપવામાં આવે છે. આ ખાત્રી માટે બુદ્ધિક

ભુવન ઉપર પુર હોશ સાથે (જેની રાહબરની મદદથી) અશોઇના ઉમેદવારને જાગ્રત કરવામાં આવે છે, જ્યાં તે પુરતાં ભાન સાથે પોતાના બદનને પેહેરણનીજ મિસાલે જોય છે, અને ખુદ પોતે કોણ છે અને કેવો છે તેનો જાતી અનુભવ મેલવી શકે છે. આ ઉંચી હાલતનો અનુભવ એકજ વખત મલે તોપણ આખી જીંદગી સુધી તે ઉંચી હાલત કોઇ પણ વેળાએ ભુલાઇ નહીં જાય એવો મજબુત મળે છે; અને તેથી આવી હાલતનો અનુભવ થયા પછી તે પોતાના ખાકી તનથી પોતાને હંમેશાં ખાત્રીપુર્વક જુદો માને છે; અને શરીરને લગતી કોઇ પણ બાબદમાં લપેટાઇ જતો નથી યાને લીન થતો નથી.

આપણે આગળ જોઇ ગયાં છીએ કે પાક સત્ત જરથોસ્ત સાહેબે પણ બુદ્ધિક ભુવન ઉપરથી દુનિયાંની આત્મિક એકતાઇનો જાતી અનુભવ મેલવ્યો હતો, તેમજ સત્ત આજુર કયવાન જ્યારે પોતાની શક્તિથી એ ઉંચા તબકા ઉપર જવાને સામર્થ-વાન થયા તે વખતનો હાલ જણાવતાં તેઓ નિચે પ્રમાણે જણાવે છે:

**તનમ બર રૂવાં પહેરન બીશ**
**નિસ્ત મરા હીચ હમ રાહો હમકીશ નિસ્ત.**

"મારા રવાન ઉપર આ તન પેહેરનની મીસાલે છે, અને જેહાનમાં મારા જેવો અને મારો સંગાતી કોઇ નથી."

**ઝે તન મી રવમ શાદમાં તા ખોદા**
**બ તન બાઝમી આએમ અએ ફરસ્તા.**

"હું મારી ખુશીથી પોતાના તનમાંથી નીકળી પરવરદેગારની હજુરમાં જાઉં છું અને ફરી ત્યાંથી પોતાના તનમાં આવી શકું છું."

**જામે કયખુશરો**, પાનું ૭૩, બેતો ૧૮-૧૯.

બીજી બેડી શક અથવા ઢચુપચુપણું છે. આ બેડી પુનઃજન્મ અને કર્મ માનવામાં આવતી શંકા છે. ઉપર વર્ણવ્યા મુજબ ખાકી ખુદીની બેડી તુટવે આ બીજી બેડી પોતાની મેલેજ તુટી જાય છે, કારણ કે ઉપર વર્ણવ્યા મુજબ પોતાના અમર આત્માની જાતી ખાત્રી થવા પછી કરણીનો કાયદો અને પુનર્જન્મનું સિદ્ધાંત કાંઇપણી શક વગર માનવામાં આવે છે. આવી રીતે દરેક આત્મજ્ઞાની યાને બાતેન્યાન એટલે મિનોઇ માર્ગે ચાલનારાઓની પુરેપુરી ખાત્રી પુનર્જન્મ બાએ થયલી હોય છે—પછી તે આત્મજ્ઞાની કોઇપણી ધર્મમાં જન્મેલો હોય. જે ધર્મમાં બાહેરના તરીકામાં પુનર્જન્મ નથી સ્વીકારેલો તે ધર્મના બાતેન્યાનોબી ઉપર વર્ણવ્યા મુજબ વગર શકે પુનર્જન્મ માને છે, કારણ કે પુનર્જન્મની બાબદ કાંઇ મનુષ્યોનાં મગજનો ખ્યાલી ફાંટો નથી, પણ એ એક ખુદરતી ખરો કાયદોજ છે. જેઓ પોતાની અથાઇ ભરી શક્તિથી ખુદરતના ભેદોથી વાકેફ થવાને નશીબવાન થાય છે તેઓને એ મહાન કાયદો ખુલ્લો માલમ પડે છે.

ત્રીજી બેડી વેહેમાઇ જવું અને ગોતું ખાવું છે. આ બેડીનું તુટવું એ છે કે કોઇપણી ધર્મની બાહેરની રાહ રસમોમાં ગોતુ ખાઇ જઇ ધર્માંધપણું રાખવું નહીં, અને દરેક ધર્મની બાતેનની એકજ નેમથી વાકેફ થઇ મતભેદ વગરના થવું.

ઓથી બેડી ગુસ્સો અને અણગમાની લાગણી છે. આ બેડીને તોડી નાખવી તે એ કે કોઇ તરફ પણ ગુસ્સો અને અણગમો ઉપજવા દેવો નહી, અને સઘળાં તરફ સમદ્રષ્ટિથી જોવું. આવી રીતે સમદ્રષ્ટિથી જોવા માટે આત્મીક એકતાઇ ધ્યાનમાં રાખવી જોઇએ.

ઉપર વર્ણવેલી રીતે સઘળી બેડીઓના બંધનથી છુટું અને સઘલા સદ્‌ગુણોમાં પરીપુર્ણ થયલું ઇનસાન સંપુર્ણ અષો થયલું કહેવાય છે.

આવી રીતની સંપુર્ણ અષોઇ મેલવવા માટે આપણને ઉત્સાહ ભરી ખંતે ચાલુ અને ચાલુ કોશીશ કરવાની છે. જરથોસ્ત જેવા મહાન ગુરૂને પગલે આપણ સર્વે તેઓના સાગેર્દોને ચાલવું છે; જયાં આપણા ગુરૂ જરથોસ્ત પોંહોચ્યા ત્યાંજ આપણને પણ પોંહોચવાનું છે, તો તેવી ઉંચી ટોંચ માટે કોશીશો અને જેહેમતો પણ ઘણી મોટી ઉઠાવવી જોઇએ. જેવી જેહેમતો અને ખંતીલી કોશીશો આપણા રાહબરે કીધી છે તેવીજ રીતની ખંતીલી કોશીશ આપણ તેઓના સાગેર્દોએ પણ કરવીજ જોઇએ.

અષોઇની જાળવણી કરવાનું કલજુગમાં નહીં બની શકે એવી શંકા અને ઢચુપચુપણું ધરાવનારાંઓએ જાણવું જોઇએ કે કલજુગ સાથે આપણા આત્માને કશું લાગતું વલગતું નથી. કલજુગની આપદાઓ બહારની બાબદો માટેજ છે. એ બાબદો આપણી અંતરની બાબતને કંઇપણ નુકસાન પોહોચાડી શકનાર નથી. બહારની ચોક્સ બાબદો અંતરની સફાઇ માટે અગત્યની

છે, જે ચોક્કસ બાબદો આ કલજુગમાં પણ સાચવવા ચાહનારાં સાચવી શકે છે. તે ચોક્કસ બાબદોમાં ખોરાકની સ્વચ્છતા, તમામ પ્રકારની પરહેજગારી, માસીક હાલતવાળી સ્ત્રીઓથી પરહેજી રાખવાની ચોકસાઇ, મન અને અંતઃકરણની સફાઇ, વગેરે નિયમો આપણે સર્વે બજાવવાને શક્તિવાન છીએ. ખાસ જરૂર તો સુસ્તી, બેદરકારી, અને ધાર્મીક ફરમાનોની કુબાકુબ દુર કરવાની છે. એ બદીઓ દુર થઇ તો તે તેજસ્વી ઝલકાટ પામવો મુશકેલ નથી.

સંપુર્ણ અષો સત્ત આજુર કયવાન જેઓ આશરે ત્રણસો વર્ષની વાત ઉપર હિંદુસ્તાનમાં યોગ સાંધી ગયા છે, અને કાંઇક સાગેર્દોને સંધાવી ગયા છે, તેઓ કલજુગમાં જીંદગી ગુજારી ગયા છે તે છતાં તેમને કલજુગ નડયો નથી.

અમર કિર્તીવંત નામના મુકી ગયલાં બાનુ બ્લૅવાટસ્કી આ કલજુગમાંજ દુનિયાનું ભલુ કરી ગયાં છે. દેવતા યાને ફરેસ્તા સમાન પુંજાતાં પુજ્ય બાનું એની બેઝૅન્ટ, કરનલ ઑલકટ અને બીજાં આગળ વધેલાં કંઇક નર–નારીઓ આ કલજુગમાં પણ કલજુગને દુર કરી રહ્યાં છે. તો કાંય આપણુ જરથોસ્તીઓ કલજુગને લીધે કોશીશ વગરનાં થઇ, આપણા કિર્તિવંત ટોળાની પવિત્ર કીર્તિ ખોહી દઇએ? કાંય આપણ અંધકારમાંજ ડુબેલાં રહીએ? કલજુગ હો યા સતજુગ હો, પણ તેથી આપણને આપણું જરથોસ્તીપણું ખોહી બેસવાનું નથી. શું ઉપલાં કીર્તિવંત નર–નારીઓ માટે કલજુગ વહી ગયો અને આપણુ જરથોસ્તીઓ માટેજ કલજુગની પીડા રહી ગઈ? બાતેન તરીકો

ધરાવનારાં યા મિનોઇ બુદ્ધિ માટે મંડેલાં નર-નારીઓ માટે જગા કે વખતની બંધી રહેતી નથી. માટે કલજુગ માટેનું ચ્યુપચ્યુપણું છોડી, આપણ જરથોસ્તીઓએ આપણા પવિત્ર ધર્મનું સૌથી બુલંદ અને મોટું ફરમાંન સંપુર્ણ અષોઇ અદા કરવાને તત્પર થવું જોઇએ. બેદરકારી અને સુસ્તીને નાબુદ કરી હવે આપણને સવખતે ચેતી જવું જોઇએ. સુસ્તી અને બેદરકારીથી અંધકારમાં ડુબેલાં રહેવાનીજ હઠીલાઇમાં જેઓ પડેલાં રહેશે, તેઓને પણ પ્રગટીકરણના નિયમે તે બુલંદ સ્થિતિ માટે અષોઇનો સંગ્રહ કરવાની કોશીશ મોડે કે વેહેલે કરવી તો પડશેજ. માટે આપણ જરથોસ્તીઓને તો લાજમ છે કે, સુસ્તીના બુશ્યાંસ દેવને મારી હટાડી, સંપુર્ણ થવાને કોશીશ કરવી, અને ટોળામાં ફેલાઇ રહેલા નાફરમાની અને બેદરકારીના બુરા અંધકારને તોડી ટોળાના બુજાઇ જતા પ્રકાશને પાછો તેજસ્વી કરવાની ઉલટ પકડવી.

ખુદા આપણા જરથોસ્તી ટોળાને ફરી આગલના જેવો પ્રકાશમાન કરવાને જલદીથી બીદાર કરે એવી દુવા ચાહી, આ વિષય, જે મારી અતિ અલ્પ મતી અને ટુંક અભ્યાસનું પરીણામ છે, તે પુરો કરવાની રજા લઉં છું.



**ફ્રષુમાઓ અસ્તી અષવા વૅરૅથ્રજાઓ વહિશ્તો ફ્રષુરી ચરૅકેરેમહી.**

**હે પ્તા ગેઉશ્ચા અષંધ્રુહાચા અષઓનશ્ચા અષાવઇર્યાઓસ્ચા સ્તોઇશ.**

**હઇથ્યો વંઘ્‌હુદાઓ યયેજહે વે મસાનસ્ચા વંઘ્‌હાનસ્ચા સ્રયનસ્ચા ચરેકેરેમહીં.**

**હેચા ના ફ્રેષુમાઓ નિશંઘ્‌હરતુ હે અઇંચાક્ષયતુ હદા અષાચા વાસ્રાચા ફ્રારાઇતિચા વીદિશ્યાચા અઇનિતિચા આથ્રાચા અહુરહે મજ્‌દાઓ.**

"અષો માણસ આબાદી કરનાર, ફતેહમંદ તથા સર્વોતમ છે. હમો પણ તેવી અષોઇ ધરાવવા ઇચ્છીએ છીએ.

"તે અષો માણસની પુઠે ચાલવાથી દુનિયાનો તથા અષો [અહુર મજ્‌દ] ની અષોઈની મરજી પ્રમાણે ચાલનારી પેદાયશનો પિતા છે.

"અષો માણસ ખરેખરૂં ભલું આપનારો છે, જેની મોટાઇ, ખુબી, તથા શોભાને તમારામાં હમો ઇચ્છીયે છીયે.

"અષો માણસ અષોઇથી, ઉદ્યોગથી, સખાવતથી, [મીનોઇ] જ્ઞાનથી, નમ્રતાથી તથા અહુરમજ્‌દના આતશ [આત્મા] થી હમોને હંમેશાં બચાવશે તથા સંભાલશે."

**યજ્‌શને,** હા ૫૮, ફ. ૪.



# સાંકળિયું.

# મરણ પછી માણસની હાલત.

લખનાર—**માણેકજી દાદાભાઇ પાંડે.**

"મી૦ માણેકજી દાદાભાઇ પાંડેની વીચારવંત કલમથી લખાયલી કીમતી કેતાબ **મરણ પછી માણસની હાલત** ધાર્મીક લાગણી સાથે બુદ્ધીનું જોડાણ થતાં કેવાં ઉંચાં પરીણામો પેદા થાય છે તેનો એક મોહક દાખલો આપે છે. જરથોસ્તી દીનના કેટલાક સાધારણ ખ્યાલો, જે પહેલી નજરે આપણને ઘણું ખેંચાણ કરતા નથી, તેઓ તેમના ઉંડાણમાં કેટલા ખુબીવંત, કેટલા ખાલેસ છે, તે મી૦ પાંડે પોતાના આ અગત્યના પુસ્તકમાં પ્રગટ કરે છે. માણસના બંધારણ ઉપર, તેની જીંદગીના અમર તત્વો ઉપર, મોત પછીની રવાનની હાલત ઉપર, મી૦ પાંડે જે વીચારો દર્શાવે છે તેઓ ખરેખર આપણને મનન કરતા મુકી દે છે. 'મોત પછી માણસની હાલત' ના વર્ગની બીજી ચોપડીઓ ગુજરાતીમાં બહાર પડેલી જોવાને હું આતુર છું."—"અથોરનાન"—**જામે જમશેદ,** તા૦ ૧૩ મી જુન ૧૯૦૩.

**કિમ્મત**—મજબુત પુઠાની રૂ. ૧॥. સાદા પુઠાની રૂ. ૧.

ઠેકાણું—**બલૅવાટસ્કી લોજ,** હોર્નબી રો, મુંબઇ.

**જેરામ બુક ડીપો,** મનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.